

ઝવેરચંદ મેઘાણી

જન્મ: ૧૭-૮-૧૮૯૬ મૃત્યુ: ૯-૩-૧૯૪૭

# નિવેદન

૧૯૪૩માં 'પ્રભુ પધાર્યા' લખ્યા પછી છેક ત્રણ વર્ષે મારા પિતાશ્રીએ એક નવી નવલકથા લખવા બેસવાની હામ ભીડી. લડાઈ, દુકાળ, કુભાવો, કાળાં બજાર, લોકક્રાંતિ, આઝાદ ફોજ ઇ૦નું વાતાવરણ એમના અંતરમાં ઘોળાયા કરતું હતું અને લખવા બેસે તો કેટલીય સામગ્રી મગજમાં તૈયાર પડી હતી. પરંતુ એમનાં આંગળાં 'રાઈટર્સ ક્રૅમ્પ' નામે દર્દથી જકડાઈ ગયાં હતાં, કલમ પકડાતી નહોતી, અક્ષરો મંડાતા નહોતા—એટલે આખી સળંગ નવલકથા શરૂ કરવાની એ હિંમત કરતા નહોતા.

કેટલાક મિત્રો આગ્રહ કરી કરીને એમને નવી નવલકથા લખવાનું વારંવાર કહેતા. આખરે ૧૯૪૬ના ઉનાળામાં એમણે આ નવલકથાનો આરંભ કર્યો અને 'ઊર્મિ' માસિકમાં એને ચાલુ વારતા તરીકે આપવાનું શરૂ કર્યું. અગાઉ

'જન્મભૂમિ' અને 'ફૂલછાબ'ની ચાલુ વારતાઓના અઠવાડિક હપ્તાની ઉઘરાણી શિર પર લટકતી હતી તેને કારણે પોતે અમુક નવલકથાઓ ઝડપભેર લખી શક્યા હતા તેમ આ માસિક હપ્તા પણ આંગળાંને ચાબૂક મારી મારીને એની પાસે નવી નવલકથા લખાવી શકશે એમ તેઓ માનતા હતા. એ રીતે ૧૯૪૬ના જુલાઈથી ૧૯૪૭ના માર્ચના અંક સુધીમાં એમણે આ કથાના આઠ હપ્તાઓ લખ્યા. પ્રત્યેક મહિનાનો હપ્તો એને છાપવા દેવાનો હોય ત્યારે જ એ લખવા બેસતા. કથાનો વિશાળ પટ એમના મનમાં ઝાંખો ઝાંખો દેખાતો હશે, બાકી દર હપ્તાના વિગતવાર પ્રસંગો તો દરેક મહિને એ હપ્તો લખતી વેળા જ તેઓ નક્કી કરી લેતા.

એટલે, આ વારતાને તેઓ કઈ રીતે વિકસાવવાના હતા તે ચોક્કસપણે કોઈ કહી શકે તેમ નથી — કારણ કે કદાચ ખુદ તેમણે જ એ ચોક્કસપણે વિચાર્યું નહિ હોય. એમની સાથેની સામાન્ય વાતચીતમાંથી એટલી ખબર પડતી કે આઝાદ હિંદ ફોજના અને ૧૯૪૨ની લોકક્રાંતિના પ્રસંગોને આ વારતામાં વણી લેવાની—અને કદાચ, નવલકથાઓની એક આખી હાર-માળા ઊભી કરવાની એમની ઇચ્છા હતી.

એમણે અધૂરી મૂકેલી કથા, જેવી છે તેવી, સ્વર્ગસ્થની પહેલી માસિક પુણ્યતિથિએ પ્રગટ કરી છે. પ્રત્યેક મહિનાનો હપ્તો 'ઊર્મિ'માં છપાઈ ગયા બાદ એમણે પોતાને હાથે તેમાં કરેલા કેટલાક સુધારાઓ પણ અહીં શામિલ કર્યા છે.

૯મી એપ્રિલ, ૧૯૪૭ — મહેન્દ્ર મેઘાણી

## : ક્રમ :

| પ્રકરણ | | પાનું |
|---|---|---|
| ૧ | હેમાણીની ખડકી ... | ... ૧ |
| ૨ | ગોપાળભાનું કમરાણું ... | ... ૧૦ |
| ૩ | દાદાનો વારસદાર ... | ... ૨૨ |
| ૪ | બે દશ્યોની સમસ્યા ... | ... ૩૪ |
| ૫ | ધર્મસ્થાનકો ... ... | ... ૪૨ |
| ૬ | ચક્રનો પહેલો આંટો ... | ... ૫૨ |
| ૭ | છેલ્લો જવાબ પકડાયો નહિ | ... ૬૬ |
| ૮ | ત્રણ વરસે ... ... | ... ૭૧ |
| ૯ | જમાનો બદલે ત્યારે ... | ... ૭૯ |
| ૧૦ | બાંધી મૂઠી ... ... | ... ૮૬ |
| ૧૧ | મુર્દામાં પ્રાણસંચાર ... | ... ૯૨ |
| ૧૨ | બાલબચ્ચાં સાંભરે છે ... | ...૧૦૪ |
| ૧૩ | માણેકબેન ... ... | ...૧૧૫ |
| ૧૪ | ક. બિલ્ડિંગની ટોચે ... | ...૧૨૮ |
| ૧૫ | ભૂતખાનામાં હું ક્યાં આવી પડી? | ...૧૪૮ |

## ૧

# હેમાણીની ખડકી

**સૂરજ** આથમ્યો હતો, છતાં એણે રાતના અંધકારની પાસે મીનો નહોતો ભણ્યો. છાતી પર ચડી બેઠેલ હરીફના દબાણ નીચે પણ પછાડા મારતા છોકરાની માફક સૂરજ પણ છેલ્લાં અજવાળાં ફેંકી રહ્યો હતો.

વિમળા હજુ પાછી ફરી નહોતી. એ બપોરવેળાની બહાર ગઈ હતી, સાથે ઉઘરાણીનો ચોપડો હતો અને એ ચોપડાના કરતાં ય વધુ કીમતી એવું જોબન એની સાથે હતું. પાસું કેરાળી જેવું ગામ હતું. લેઉવા કણબીના વહુઆરુઓને કુદરતે બક્ષેલા અને ભરતભર્યાં કપડાં થેપાડાએ ભાંગી પડતાં રૂપના રેઢા ઘડા પાઈ પાઈને કેરાળીના જુવાનોને નમડી નાખ્યા હતા. ધોળે દિવસે અત્તરના શીશાઓ કણબણોનાં શરીર પર છંટાતી હતી અને સીમસેઢે તો શું પણ પાનેરની નાળીઓને મોઢે પણ રંગીલાઓ આડા ફરી ચેનચાળા કરતા. નાની ઉંમરના દીકરાઓને પરણાવનારા ખેડુ પિતાઓ એવાં

લગ્ન પોતાને જ માટે કરાવતા એવું છડેચોક કહેવાતું. એની વચ્ચે વિમળા ઉઘરાણી કરવા નીકળી હતી.

ચિંતા કરતી મા ઓરડા બહાર નીકળી શકતી નહોતી, કારણ કે પોતે ખૂણો પાળતી હતી. વિમળાના બાપાને ગુજરી ગયે ચાર મહિના થયા હતા; ને એક જ ઓસરીએ કુટુંબીઓનાં ચારેક ઘર હતાં. વરશી વાળ્યાં પહેલાં ફળિયું પણ વળોટાય નહિ.

છેવટે દિવસને રાત પૂછડી સુધી ગળી ગઈ ત્યારે ખડકી ખખડી.

'કોણ?'

'એ તો હું ઘેલી.'

એક જ ઓસરીએ આવેલા બીજા ઘરમાંથી બબડતા બબડતા એક પંચાવન વર્ષના આદમી ઊઠયા: આ તે હેમાણીનાં ખોરડાં સમજવાં કે વાઘરીવાડો સમજવો? અઢાર વરસની છોકરી રાતે પાટકવા નીકળે છે! હજી તો બાપની ચેહ ટાઢી પડી નહિ, ત્યાં તો બસ કોઈ દી' સામાં જ નો'તાં સર્જ્યાં જાણે!' એ બોલનાર વિમળાના ભાઈજી (બાપના મોટાભાઈ) હતા. ભાઈજી બોલતા બોલતા ખડકીએ પહોંચે એ પૂર્વે તો ભાઈજીના એ બડબડાટ બંને બાજૂએ પહોંચ્યા: ઓરડામાં ખૂણે બેઠેલી વિધવાને કાને, અને ખડકી બહાર ઊભી રહેલી વિમળાને કલેજે. એકના પતિની ને બીજીના પિતાની ચિતા બે જુદી જુદી જગ્યાએ જાણે પાછી પ્રજળી ઊઠી.

'અટાણુમાં શીદ આવી, બાપ ? હજી નિરાંતે શેકાવું હતું ને ?' ખડકી ખોલીને ભાઈજીએ વિમળાને સત્કારી. ખડકી એ બંને ઘરને એક જ હતી.

વિમળામાં એક અવગુણ હતો, એ અંધારે પણ દેખાયો. એના મોં પર મલકાટ રમતો હતો. એ ફક્ત એટલું જ બોલી : 'ધરમશી પટેલે માંડ પૈસા કાઢ્યા. ભાઈજી ! એની સાથે બહુ કડાકૂટ કરવી પડી.'

'સારું! સારું! તારા વિના એની ઉઘરાણી ન જ પતત. અમને ડીકરાઓને તો ધરમશી શેનો કાઢી આપે ?'

એ શબ્દોનો ગંઢો મર્મ ન પકડી શકે એવી ઘેલી તો વિમળા, એનું હલામણું નામ 'ઘેલી' હતું તેમ છતાં પણ, અલબત નહોતી. એણે જવાબમાં ફક્ત ઓઢણાનો પાલવ જ સંકોર્યો, અને એ અંદર આવીને સીધીદોર ઓરડે ચાલી ગઈ ત્યારે એના સાડલાના સરગટ નીચે એક હાથમાં કાગળિયાંનો જે સળવળાટ થયો તેને પણ ભાઈજીના સરવા કાને પકડી પાડ્યો. એ હતી સોએક રૂપિયાની નાની મોટી નોટો.

ખૂણામાં લપાઈને બેઠેલી માની સામે વિમળા ઊભી રહી, પછી બેસી ગઈ, ચોપડો મા પાસે મૂક્યો, અને રૂપિયાની નોટો નીચે મૂકીને મા આગળ ગણી દેખાડવા લાગી, છતાં મા મૂગી જ રહી. વિમળાને છેક બપોરથી લઈ સાંજ સુધીની પોતાની વિજય-વાર્તા માને સંભળાવવાની હૈયાથી હોઠ સુધી આવેલી હોંશ પાછી હોઠ અને હૈયા વચ્ચે જ આવજા કરતી રહી ગઈ. મૂંગી બેઠેલી બંને મા–દીકરીને કાને

હેમાણી–ખડકીના મોટા આગળિયાનો અને ધીંગી સાંકળ બિડાવાનો અવાજ પડ્યો. ખડકી વાસવામાં ભાઈજી કોઈ મોટા સેન્ટ્રલ પ્રીઝનનો રાત–બંદોબસ્ત કરનાર જેલ–દરોગાનું સ્મરણ કરાવતા હતા. સાંકળ આગળિયારા વાસી કરી બરાબર વસાયું છે કે નહિ એ વિષે સાંકળ આગળિયારા ઉપર હાથ ફેરવી ખાતરી કરી પાછા ફરતા ભાઈજી લૂખસ ભરેલું શરીર ઝરડ ઝરડ ખજવાળતા પોતાની ગૂણ વાતનો ત્રાગડો ફરી સાંધતા હતા :

'હું શું મરી ગયો છું, બાપ ! ટપોટપ ઉઘરાણી પતાવી દેતો'તો. આંટા ખાઈ ખાઈ નવાં નકોર પગરખાં પણ ઘસી નાખ્યાં; પણ મારું કાંઈક ભોળાપણું હીણું હશે તે દીકરીને ઉઘરાણીએ કાઢી. આજ જઈને મહેસૂલી સાહેબ પાસે ઊભી રહી છોકરી. મેં જાણેલું કે છોકરીના મોઢામાં જીભ નથી, પણ આ અઢાર વરસમાં નહિ બોલી હોય એટલા તડાકા ત્યાં કચેરીમાં ઊભી ઊભી નાંખ્યા પાછરના હાકેમના સામે મારી આવી ગામના થાણદારને–ઈ નજરમાં નબેર અને નાગા માણસને–નાહક ત્યાં મોટા અમલદારની આગળ ગામઆખાનો દુશ્મન બનાવ્યો. મોટો અમલદાર તમારી ઉઘરાણી તે ની ઘડીએ ચૂકાવવાના હુકમ કાઢી ગયો એમાં વળ્યું શું? ગામ આખું મોં આડાં ફાળિયાં નાખીને ખિખિયાટા કરી રહ્યું છે, બાપ! બજારે નીકળ્યું જાતું નથી. જે મળે એને હોઠે એ જ વાત : 'અરે શેઠ ! હદ કરી તમારી ઘેલીએ તો ! વજુભાતીને–કાળમીંઢ પાણાને ઓગાળી નાખ્યો. વકીલ બારિસ્ટર કડાં કરડે એવી તો વાચા તમારી ઘેલીની ! થાણદારને તો ગાભાનો માનવી બનાવી દીધો તમારી

ઘેલીએ. હુશિયારીનાં આવાં વર્ણન હેમાણીના કુળની દીકરીનાં થાય એનો માયલો મરમ શું હું નહોતો પામી શકતો ? હે...હે રણછોડરાય !’

એટલું બોલીને ભાઈજી ખાટલા પર બેઠા, ત્યારે એ ચુપકીદીના ગાળામાં દીકરી વિમળા પોતાની માતાનું મોં નીરખી રહી. બપોરવેળાનો જે ઈતિહાસ પોતે કહેવા ઉત્સુક હતી તે તો ભાઈજીએ જ ભાખી નાખ્યો હતો. મૂએલા બાપની ખેડૂતોમાં રોકાઈ રહેલી ઉઘરાણી એ એક માત્ર આ મા–દીકરીનું જીવન–સાધન હતું. એની પતાવટ ભાઈજીને સોંપીને એક જ મહિનામાં આ દીકરીએ બિલાડીને દૂધ ભળાવ્યા જેવો અનુભવ કર્યો હતો. ભાઈજી સોના પચાસે પતાવી, પચાસ પોતાના ગજવામાં ટપકાવી પચીસ જ પત્યા એવો હિસાબ પોતાના નાના ભાઈની વિધવાને ભણાવતા હતા. એ સ્થિતિને પામી ગયા પછી જ માએ પુત્રીને હાથ ચોપડો પકડાવ્યો હતો. અને સાંજે જ્યારે ગામમાંથી એક બે જણીઓ આવીને ઓસરીની કોરે બેસી ઓરડામાં લપાયેલી વિધવા પાસે વધારે વધામણી ખાધી કે ઘેલીઓ તો મહેસૂલી સાહેબની પાસે આજે રંગ રાખી દીધો, તમારી ઉઘરાણીનું તો ઠીક પણ આખા ગામનું લોહી પીનાર થાણદારનો ઘડો ફોડી નાખ્યો, ત્યારે માતાને હૈયે આટલાં વર્ષે ધાવણનો પાનો ચડયા જેવું થયું હતું: એને ઘોડે ઘોડે મારો તો પણ જે ઘેલી લૂલી ન હલાવે તેવી ઘેલી અમલદારોની સાથે ભરવસ્તી વચાળે આટલી બધી વાણી ક્યાંથી લાવી હશે એનો વિધવાને ત્યારે વિસ્મય થયો હતો, પણ એ વિસ્મયનો,

માનનો, વહાલનો ચડેલો પાનો અત્યારે ઊતરી ગયો. ભાઈજીએ સાચું કહ્યું : હેમાણી–ફળિયાની પટારા જેવી કુળ-મરજાદમાંથી આજે પહેલી જ વાર પરણાવવા જેવડી પુત્રીએ મોટી માલમતાનું ખાતર પડાવ્યું હતું. વિધવાને દીકરી વિજયી દેખાતી મટી ગઈ: કોઈક એબવાળી દીકરી દેખાઈ. સૂરજ આથમે કે તુરત ભડોભડ દેવાઈ જતી, વીશ વર્ષની અતૂટ પ્રણાલિકાવાળી હેમાણી–ખડકી, કુટુંબના કોઇ મરદને માટે પણ રાતે ઉઘાડવી પડે એવા પ્રસંગો જૂજ જાજ હતા, (કારણ કે કેરાળીમાં ૭૬ ની સાલમાં બહારવટિયા પડયા ત્યારે આ ઘર લૂંટાયું હતું.) એક જુવાન વયની અણ-પરણી છોકરીને માટે ખડકી ઉઘાડવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

ફળીને એક છેડે બાંધેલ ભેંસના રણકારથી મા–દીકરીના મૌનમાં મોટો ભંગ પડયો. એ બન્ને જણીઓને ભેંસ જાણે બોલાવતી હતી : 'ઝટ ચાલો, મારાં આઉં ફાટે છે અને મારી પાડી ભૂખી છે.'

એક તાંબડી માએ ને એક બીજી તાંબડી દીકરીએ લીધી, ટંકે અધમણ દૂધ કરનાર ભેંસને દોવી એ એક જણ માટે અશકય હતું. મા–દીકરીએ સામસામાં બેસી બબ્બે આંચળ દોયાં ચાર શેડની મેઘવૃષ્ટિ ચાલતી હતી. દોનારનાં મોં મૂંગાં હતાં, પણ મન બોલતાં હતાં. (ભેંસ વિમળાના સાસરાની ભેટ હતી. એ ડમરાળાવાળા આ વાત જાણશે તો? જેઠ એમને જણાવી દેશે તો?)

ત્રીજા માનવી–ભાઈજી–નો રૂદો પણ એ જ રટણ કરી રહ્યો હોય, તેમ એમણે પથારીમાં બેઠે બેઠે પાછો ત્રાગડો આગળ કાંતવા માંડ્યો:

'મરનારો મુર્ખો હતો ત્યારે જ આમ બને ના? મેં એનું પચાસ વખત નાક કાપેલ, કે ભાઈ! હવે આ ડમરાવાળાની મથલાળ છોડી દે. જમાઈ માંદો રહેતો ત્યારે જ કહ્યું, તો કહે કે ભગવાન એને સાજો કરશે; જમાઈ સાજો થઈને કાઠીઓના કજિયામાં ઓરાઈ ગયો ત્યારે પણ મરનારને મેં ચેતવ્યો કે ભૂંડા! હવે ડમરાળાને શેઠ–ખોરડે દીકરીનો ચૂડો હેમખેમ નથી: તોપણ મરનારો વટ ન મેલે. એ યે પ્રત્યું, પણ હવે શું બાકી રહ્યું છે? ડમરાળામાં હવે કઈ સાયબી બેઠી રહી છે? ભાણાં ઉટકનારી એંઠી થાળીઓમાંથી લૂઈલૂઈને અરધું છાલિયું રોજ ઘીનું ભરી લેતી એ દા'ડા શેઠ–ઘરમાંથી આથમી ગયા; રહી છે એક સ્વામી વિવેકાનંદની ચોપડિયું. અને જમાઈ જઈ બેઠા સીંગાપુર. ત્રણ વરસ થઈ ગયાં. નથી કોઈ ખરખબર, નથી રેડિયો બોલ્યો કોઈ દી' કે સુમનચંદ્ર જીવતો છે કે મૂઓ. મારા છોકરા રોજ મુંબઈમાં રેડિયા ઉઘાડીને બેસે છે: બીજા કૈકના ખુશીખબર આવે છે, નથી એક એ ઓટીવાળેલનો પત્તો. કૈક ભૂખે મરી ગયા, કૈકને જાપાનવાળે પૂરા કર્યા. મરનારને કહી કહીને મારી જીભના કૂચા વળી ગયા કે ભાઈ, આપણાથી તો મોટા કૈંક જાટલીમેનુએ પણ બરમા, મલાયા ને જાપાન રહી ગયેલા જમાઈઓનાં નામનાં સ્નાનસૂતક કરી નાખી દીકરિયુંને બીજે દઈ દીધી, તું એક જ શીદને સદ્દાઈ પકડી બેઠો છે? દીકરાને કોઠીમાં ચાંદીને ક્યાં સુધી

રાખી મૂકીશ ? નૈ ને ક્યાંક કુંડાળે પગ પડી ગયો...'

ભાઈજીના પ્રત્યેક બોલને પકડતી બેઠેલી વિમળાની બે સાથળ વચ્ચેથી, આ છેલ્લા શબ્દ બોલતી વખતે, દોવાના દૂધની તાંબડી માંડમાંડ ઢળતી રહી ગઈ. એ ઊભી થઈ પણ પોતે જ હમણાં પડી જશે એવાં એને તમ્મર આવ્યાં. મા-દીકરી તાંબડીઓ લઈને ઘરમાં પાછાં પેઠાં. ભાઈજીની વાણી ગરમીનો પારો કમતી કરતી કરતી આગળ ચાલી :

'આમ કરવામાં આપણને કાંઈ ખોટ નથી, કાંઈ એબ નથી. ભાતે છૂટી કરી દીધી છે; અને ડમરાળાવાળા પોતે જ સામેથી કહી મેલે છે, કે સુમનની આશા ઓછી કહેવાય; તમતમારે તમારી તજવીજ કરી લેજો, એ છતાં ય મગનારનું મન ન કબૂલ્યું. તો ખેર! એ બાપડાનો હવે તો કાંઈ દોષ ન કહેવાય. હવે તો વહુ! બાપુ! તમારે ને મારે લાંબો વિચાર કરવાનો છે; નીકર આવતી કાલથી ગામમાં કે પરગામમાં હાલવું ભોંભારે સમજજો. આજ જે મોભો તૂટ્યો એ તેના વળગરા ગામેગામ બંધાણા સમજી લેજો. વાઘદીપડો એકવાર કાચું લોહી ચાખે અને કુંવારી દીકરી આઝાદી ચાખે ઈ બેઈ સરખું.'

'આઝાદી' શબ્દનો આવા અર્થમાં પરિચય હમણાં હમણાં ભાઈજીને મુંબઈમાંથી અને બાજુનાં મોટાં ગામોમાંથી ઠીક ઠીક થયો હતો. કુળવાન ઘરની નિશાળે ભણતી અગર તો સાંજે ફરવા નીકળતી, અથવા તો સભાસરઘસોમાં ઉઘાડે માથે બેસતી પુત્રીઓ વિશે કહેવાતું કે, 'એ તો આઝાદ છે, બાપલા આઝાદ.'

'હે...એ...એ કૃષ્ણવાસુદેવ?' એટલા શબ્દોથી પોતાના પ્રવચનની સમાપ્તિ કરીને 'ભાઈજી'એ શરીર પથારીમાં લંબાવ્યું. એ પછી મા દીકરીએ વાળુ કર્યું, દૂધ ઠાર્યું, જમાવ્યું, પથારીઓ કરી; એટલા બેએક કલાક સુધીમાં હરફ સરખોય ન બોલનારી વિમળા વિશે કોઈને પણ જો કહેવામાં આવે કે હજુ તો બપોરે જ એ રાજ્યના એક વડા અધિકારીની આગળ કડકડાટ કંઈ કંઈ બોલી હતી, અને ગામના થાણદારનું પાણી માત્ર ઉતારી નાંખ્યું હતું, તો સાંભળનારો આપણને કહેનારને જ ભાંગ પીધેલા માને. વિમળા પોતે જ કદાચ એ વાત પર વિશ્વાસ ન મૂકે. માને પથારીમાં પડખાં ફેરવતી, લોચની ને ઘોડા ઘડતી રહેવા દઈ વિમળાએ સાડલાનો છેડો મોં પર ખેંચી લીધો. ઘોડિયામાં હતી ત્યારથી એ જ એની ટેવ, કપડાનો છેડો મોં પર ખેંચી લે, પછી વહેલું પડે સવાર!

વિધવા પડી પછી જોઈની શિખામણની ઘડી પછી ઘડી ઉખેળતી, સાચું છે, બરાબર છે, હવે બેઠાં ન રહેવાય, એવા ટપલા મનને મારતી રહી.

## ૨

# ગોપાળભાનું ડમરાળું

વિમળાના ભાઈજીએ કહેલી એક વાત શબ્દેશબ્દ સાચી હતી. ડમરાળા ગામના શેઠ–ઘેરે, વાસણ ઊટકનારી કામવાળી અજીઠાં ઠામડાંમાંથી જે થીજી ગયેલું ઘી ઉખેડતી તેનું રોજ રાતે અરધું છાલિયું ભરાતું. ઘી ત્યાં રોટલીઓ પર નહોતું ચોપડાતું, ઘીની તો વાટકીઓ જ ભાણે મુકાતી અને એનાં બટકાં ઝબોળી ઝબોળી જમાતું હતું. સીંગાપુર ચાલ્યો ગયેલ બાવીશ વર્ષનો યુવાન સુમનચંદ્ર જન્મ્યો એ પૂર્વેની આ જાહોજલાલી એના પિતા દલભાઈને ઘેર જામી પડી હતી. એ જમાવટ કરનાર હતા ગોપાળ શેઠ. ડમરાળા નામના ગામ તો એ એક જ પંથકમાં બે ત્રણ હતાં. પણ આ ડમરાળા 'ગોપાળ શેઠનું ડમરાળા' એ નામે ઓળખાતું. અદાવતિયાઓએ એક વાર એવું ઉડાડેલું કે ગોપાળ શેઠ વાઘરણોને ગુજરાતમાં લઈ જઈ ઊંચા વર્ણોની કહી પરણાવવાના ધંધા કરનાર ટોળીના આશ્રયદાતા હોઈ ને તાલેવાન બન્યા હતા. બીજી વાર એવી વાત વહેતી મુકાયેલી કે એણે

તો એની એક ભાણેજના દરદાગીના ઓળવીને સાહેબી જમાવી છે. સાચી વાત એ હતી કે ધરતી ધનધાન્યે ફૂઝતી એને હજુ ચાલીસી પણ નથી વીતી. ડમરાળાના ખેડૂતો પોતાની તમામ નીપજનો ગંજ ગોપાળ શેઠને જ વેચી દેતા : અને પાંચ ગાઉ પર આવેલા પ્રતાપગઢમાં એ અનાજ વેચી ગોપાળ શેઠ મોટો નફો કરે છે એ જાણવા છતાં ખેડૂતોને બહારોબહાર શહેરમાં પહોંચી ઊંચા ભાવ રળવાની કશી પડી નહોતી. કાળી રાતે કામ પડયે ખેડુ-કળને જવાબ આપતી ગોપાળ શેઠની કોથળી, ચુનંદુ બિયારણ એક ગોપાળ શેઠ સાચવતા. વીવા ટાણે વિશ્વાસપાત્ર સોનું રૂપું ગોપાળ ભાભાની પાસેથી જ મળી રહેતું. સંધીઓ પાસેથી ખેડુતો ગેલવા લેતા એના કબાલા પણ ગોપાળભા જ કબૂલતા, એટલે સંધીએ આવીને કોઈ દેણદાર ખેડૂતને ઘેર એક કલાકને માટે પણ સાંઢિયાં ઘોડાં બાંધ્યાનો દાખલો બધાં ગામોમાંથી ફક્ત એક ડમરાળામાં જ શોધ્યો જડે તેમ નહોતો. માટે જ ગોળભાને ઘેર ધરતી ફૂઝતી–પ્રાસવો મેલતી. ખેડૂતો ધરતીનાં વાછરડાં હતાં. વાછરડાંને ગોપાળભા પેટપૂર ધાવવા દેતા.

વર્ષને અંતે રાજ્યનું મહેસૂલ ભરવા ડમરાળેથી દરેક ખાતેદારને પ્રતાપગઢને ટાપે જવું પડતું તે ગોપાળભાએ જ બંધ કરાવ્યું હતું. ગામ સમસ્તના બસો ખાતેદારોની મહેસૂલ વગેરે રાજલેણાંની ટીપ લઈને અમલદાર સામેથી ડમરાળે આવતો અને ગોપાળભા એકી રકમે એ આખું ગામ–મહેસૂલ ચૂકવી દઈ પ્રત્યેક ખેડુને ખાતે પોતાના હવાલા નાખી લેતા.

'એલા હાલ તને મામલતદાર સાહેબ, ટપ્પેદાર સાહેબ, ફલાણો કે ઢીંકણો સાહેબ બોલાવે છે' એવું કોઈ ટપ્પાના થાણેથી ડમરાળે આવી શકતું નહિ, કારણ કે મિષ્ટાન જમવાની સ્વાભાવિક અમલદારી ઇચ્છા એ કોઈ પણ ટાણે ગોપાળભાને ઘેર જ્યારે આવે ત્યારે પૂર્ણપણે સંતુષ્ટ થતી; ઘઉં બાજરાના પોંક, શેરડીના સાંઠાના ભારા, તલ દાળિયાના લાડવા, હોકા માટેની કેળવેલી તમાકુ, ઘોડાનાં જીન માટેનું ચામડું, બળતણ અને નીરણનાં ભરોટાં, શિયાળુ ઓટલાનાં લુગડાં, એવી એવી અમલદારો તરફની ઝીણી મોટી ઉપદ્રવ કારક માગણીઓ ડમરાળે આવી પહોંચે એ પૂર્વે જ વર્ષોવર્ષ ઉપલા ચાર–પાંચ અધિકારીઓને મોકલી દેનારા ગોપાળભાએ પોતાના પ્રત્યે આદરમાન ઉપરાંત એક પ્રકારની ભીડ પેદા કરી હતી.

શેહ આ રીતે, કે સીધેસીધો વસ્તીના માણસ પાસે જો કોઈ અમલદારી માણસ જતો તો એની જાણ થતાં જ ગોપાળભા એને ડેલીએ બોલાવતા ને મીઠો ઠપકો આપતા કે 'કાં ભા, આંહીં તમને કોઈએ ના પાડી? આંહીં પરભુનો પરતાપ છે.'

પણ એ પરભુના પરતાપ સુધી પહોંચવા માટે અમલદારને ગોપાળભાની ડેલીએ આવવું પડતું, બહારની બેઠકમાં રોકાવું પડતું, 'ગોપાળભા પ્રભુ પૂજામાં છે, બેસો હમણાં આવશે.' એવું સાંભળવું પડતું. ને છેવટે ગોપાળભા આવતા ત્યારે વસ્તીનાં લોક પાસેથી ઘોદાવીને લઈ શકાય તેવી ચીજ માટે ભાને વિનંતિ કરવી પડતી. ભા આપતા

ત્યારે પણ કૃપા કરતા હોય એવા દેખાતા.

'પરભુનો પ્રતાપ છે' એ જ બોલ બા ગામમાં આવતા અભ્યાગતોને પણ કહીને દેતા. અમલદાર બેઠો હોય, એણે માગેલી ચીજને માટે 'હા, ભલે, પરભુનો પરતાપ છે.' એવો બોલ કહેવો હોય, તેજ વખતે કોઈ સાધુ આવીને માગે તેને પણ 'હા ભલે બાપુ, પરભુનો પરતાપ છે.' એવું બાનું વચન સડેડાટ અમલદારના મનમાં વાસો કરીને સમજાવતું કે આ દાતાર છે, વેહદાર નથી.

ગોપાળબાના પુત્ર દલભાઈની (મૂળ નામ દલીચંદ) આ જાહોજલાલીની વેળામાં હજુ ઊગતી જુવાની. લગ્ન કરીને એણે રંગીલો રાહ લીધો. ઊંચામાં ઊંચી લીલાગર દલભાઈ માટે પાતાળ ફોડીને પણ પ્રત્યેક ઉનાળામાં ડમરાળે આવતી. આજથી વીશ વર્ષ પૂર્વેના ગામડામાં ખાસ મુંબઈથી મગાવાતી નીલગિરિની ચા વગર બીજો ચા ન કરનાર દલભાઈનો છાકો બેઠો. કેરીની મોસમમાં રેલગાડીનાં વેગનમાં ભરાઈ આવતી બજારુ કેરીઓ નહિ પણ કરંડિયા-બંધ વકલ ને વકલ દલભાઈને ઓરડે આવી પડતા. અને રસની તાંસળીઓ સિવાય કદી કોઈ નાનું વાસણ ન પીરસાતું. અત્તરો લઈને અત્તરિયા પણ ડમરાળે ઊતરતા.

આ તેલ, અત્તર, આ કેરી, નિલગિરિની ચા કે ચુનંદી લીલાગર, એ દરેક વસ્તુ છેલ્લામાં છેલ્લી કઈ જાતની દલભાઈને ઘેર આવી છે એની જાણ ગામમાં ચાર પાંચ જણાને તો અચૂક રહેતી: બાવા લખમણપુરીને, રૂખડ

ગોવાળને, પદમશી કણબીને, જેતા ખાચર કાઠીને અને પીરમામદ સપાઇને, કારણ કે એ પાંચના સાથ વિના દલભાઈએ ઉપલી વસ્તુનો ઉપભોગ કદી કર્યો નહોતો. એકવાર દલભાઈનાં તાજાં જ આણું વળી આવેલાં વહુએ દલભાઈને બેઠકમાંથી ઘરની અંદર બોલાવી ખાનગીમાં એમ સૂચના આપી કે 'આજના પાંચ પ્યાલામાં તમારો કપ આ જોઈને લેજો.' એમ કહીને એણે ખૂમચામાં ભરેલા પાંચ કપમાંથી એક નિશાનીવાળો બતાવ્યો. પતિએ પૂછ્યું 'કેમ?' જવાબ મળ્યો કે, 'નીલગિરિની ચા ફક્ત એક તમારે પ્યાલે થાય તેટલી જ નીકળી છે. હજી પ્રતાપગઢથી નવું પાર્સલ આવ્યું નથી. બીજાને માટે ભૂકીની ચા નાખવી પડી છે.

'અને તમારો કપ?'

'આ રહ્યો. ભૂકીની ચામાંથી.'

'ઠીક, લાવોને એક તપેલી.'

તપેલી લઈને છયે છ કપ દલભાઈએ એમાં ઠાલવ્યા, પછી એ મિશ્રણના ફરીથી છ કપ ભર્યા, એક પત્નીને આપ્યો, બાકીના પાંચ પોતે બેઠક લેવરાવી ગયા.

પાંચ પંદર દિવસથી જ ઘરમાં આવનાર વહુને વરના બીજા એક સગપણની ખબર નહોતી વાશીદું કરનારી મેઘવાળ (હરિજન) ડોશીને પત્ની સૂચનાઓ દેવામાં 'ડોસી' 'ડોસી' કરે છે, 'ડોસી આ લે આ ખીચડી' એમ કહી આગલી રાતનું વધ્યું રાંધણું આપે છે, એ જાણી લીધા પછી દલભાઈ એક દિવસ ફળીમાં જઈ ઊભા અને રોજ

આવતી હરિજન ડોસીને પોતે ડેલી બહાર જ જે સત્કાર શબ્દ કહેતા તે પત્ની સાંભળે એમ કહ્યાં:
'જે સ્વામીનારાયણ પાનીકાકી, કેમ છે હવે મારા કલા કાકાને?

'જે સામીનારાયણ, ભાઈ!' ડોસીએ સાવરણો ઊંચે લઈ ઓઢણું કપાળ સુધી ઉતારી, પચીસ વર્ષના ગોપાળ પુત્રની અદબ કરીને કહ્યું: 'હવે તો કાયા પાછી કડે થઈ છે, તમારી આપેલી દવા તો રામબાણ રોખી, હો બાપા!'

લ્યો પાનીકાકી, આ મારા કાકા સારુ લેતાં જજો. કહેતે કહેતે દલભાઈએ બે પાયરી કેરી ડોસીના ખોળામાં ઊંચેથી ટપકાવી, અને પાછાં ઘરને ઓટે આવીને પાણીની છાંટ લીધી.

હરિજનની આ છાંટ લેવી અને કાકા–ભત્રીજાનો સંબંધ રાખવો, એ બંને વાનાં ફક્ત એકલા દલભાઈને માટે જ નહિ પણ આખા ગામને માટે સ્વાભાવિક હતાં.

નવાં આવેલ વહુ ચતુર હતાં. સમજી ગયાં કે એ દિવસની ચાવાળી ઘટના પછીનો આ બીજો પાઠ પણ વરે પોતાને માટે જ ગોઠવ્યો હતો.

દલભાઈની બેઠગીડના પાંચે ગોઠિયા કાંઈ એની હેડીના જુવાન નહોતા. આપા જેતો ખાચર પચાસને કાંઠે હતા અને પીરમામદ સપાઈ વનમાં પ્રવેશી ચૂકેલ હતો. જેતો આપો પંદર સાલથી એકલવાયા હતા, બાઈનું કાંઈક હીણું હશે એટલે રજા દીધી હતી. નાવારસ જેતાભાઈએ તમામ જમીન ગોપાળઆને ઘરે ગીરો મૂકી હતી અને એનો એકમાત્ર

રસ દલભાઈની બેઠકમાં બેસીને 'જેતા મામા !' એવું શેઠ-પુત્રના મુખનું સંબોધન પામવામાં રહ્યો હતો. એના રોટલા ટીપી દેનારી અને એના પ્રેમવિહોણા સંસારમાં થોડો ઝાઝો શૃંગારરસ સીંચનારી બાવણ મોતીના મરી ગયા પછી 'જેતા મામા' હાથે જ બે રોટલા ટીપી લેતા, પણ માંદા પડતા ત્યારે ટૂંટિયાં વાળી પગથી માથા સુધી ધાબળો ઓઢીને ઘરમાં ભૂખ્યા તરસ્યા પડયા રહેતા.

ભાણું પિરસાવીને દલભાઈ પોતે મામાને ઘેર ખવરાવવા જતા ત્યારે ગોપાળભાએ એક વાર ટકોર કરેલી કે 'માણસ તો બાંગણે દસ મૂઆં છે' પણ બાને સામો ઉત્તર ન વાળવાની દીકરાની સાત વર્ષની વયથી પડેલી રસમ પચીસની વયે કંઈ પલટી નહોતી. તેમ બાની રસમ પણ જ્યારે હદથી જ્યાદે વાત થાય ત્યારે પણ એક જ વાર કહેવાની હતી. એ ય કહી મોઢામોઢ તો નહિ જ.

જેતા મામા તો કાચા હતા, પણ મામાનો તાવ ગાંડો હતો. તાવમાં બીજાને ભૂખ મરી જાય ત્યારે મામાને ભૂખ એવડી ઊઘડતી. દલભા ભાણું લાવીને જમાડે ત્યારે મામા, ના પાડતા, ન માનતા, પણ ભાણું પા કલાક મોડું પડે તો ગાળો સુધી પણ આગળ વધતા.

રાંડેલા પીરમામદનો છોકરો કપાતર હતો. છોકરાની વહુ સાસરે રહેતી નહોતી. 'હે સાલા બોણી વિનાના!' એ બાપના વારંવારના બોલે રહેમાનને ખરેખર બોણી વિનાનો કરી ઘર છોડાવ્યું હતું. જ્યારે જ્યારે બપોરે ચૂલો ફૂંકી ફૂંકી

એવટે 'હે સાલા! તેરે પર તો મેં પેશાબ કરતા હું' એવા શબ્દ સાથે ધૂંધવતાં છાણાં પર પાણીનું ટીનનું ડબલું રેડીને પીરમામદ ઘરની ઓસરીમાં નીકળતો ત્યારે કેમ જાણે બીબીએ મસાલેદાર રસોઈ 'મેરી સોગાન,' દઈ દઈ જમાડયા હોય એવા તોરથી ઓડકાર પર ઓડકાર ખાતો; એ જ વખતે પાછલા વાડામાંથી દલભાઈ છાનુંમાનું ભાણું લાવીને ઘરમાં મૂકતા, ને પીરમામદ જ્યારે 'મેં ખાધું, ભાઈની સોગાન હમણાં જ ખાઈને ઊઠયો.' એવી રકઝક કરતો ત્યારે દલભાઈ કહેતા કે 'ન ખાય તેને આવતા ભવની બીબીની સોગાન.'

'તો ઠીક દલભાઈ! બાપડી કોઈક મિયાંની બાળકીનો આવતો ભવ શીદ બગાડવો!' એમ કહી પીરભાઈ જમતો ને દલભાઈ પાડોશીઓ પીરભાઈની ઇજ્જત ન લઈ જાય એની ચોકી રાખતા બેસતા.

ગોપાળબાની કૃપાનિધાન કરડાકીમાં દલભાઈની આવી માનવતા મળી, એટલે ડમરાળા પરનો કાબૂ જડબેસલાક બન્યો. એવી સાયબી, સત્તા અને દિલાવરીની પૂર્ણ તપતી વેળાએ દલભાઈને ઘેર દીકરો સુમન જન્મ્યો. પણ સુમનને ધાવણ છોડાવવા સુધીની જ વાટ જોતી હોય એમ બરાબર દોઢ વર્ષે સુમનની બા જ્યાંથી આવી હતી ત્યાં ભગવાનને ઘેર–સિધાવી ગઈ. એના બારમાને દિવસે સાંજ પડી ન પડી ત્યાં તો મલબારકાંઠાની નાળિયેરીઓ જાણે કે ડમરાળે ડાળો લંબાવીને વરસી પડી! સગપણનાં આટલાં આટલાં કહેણની સામે 'જોઉં છું, વિચારું છું' એવો શબ્દ કાઢનાર દલભાઈ પર ગોપાળબા રાતાપીળા થયા. 'મોટો વિચારવાવાળો જોયો

ન હોય તો! આજ જેવી કાલ ન સમજતો. કાલ આપણે ભીડીને ગોતવા નીકળવું છે, એમ ના?'

અઠવાડિયું વીત્યું. હદ થઈ ગઈ. શ્રીફળો ઊભાં થઈ રહ્યાં હતાં. પ્રતાપગઢ સ્ટેશનની એક પણ ટ્રેન ખાલી નહોતી આવતી. બારબાર રૂપિયાની ઘોડાગાડી કરીને હાલાર, ગોહિલ-વાડ, ઝાલાવાડના ચમરબંધી ઊતરતા હતા. કોઈ કોઈની પાસે તો કન્યાના ફોટોગ્રાફો પણ હતા. જોઈ જોઈ ને દલભાઈએ ડોકી ધુણાવી.

'હા, હવે તો ઇંદ્રલોકથી નાળિયેર આવવાની વાટ જોઈએ.' ગોપાળબાએ એકલા બેઠેલ દલભાઈની પીઠ પાસેથી પસાર થતાં થતાં બરડા પર જાણે બરછી ચોડી. દલભાઈ હૈયામાં હસ્યા.

પખવાડિયું ને મહિનો થયો. દલભાઈ દાદ દેતા નથી. કઈ અપ્સરાની તપાસમાં છે? જૈતા મામાને અને પારભાઈને બહારગામ ક્યાં ક્યાં મોકલી રહ્યો છે? કુટુંબમાં કેમ કોઈને ભેદ દેતો નથી? એના ભાઈઓ, બહેનો, ભાભીઓ, બેનો, દીકરીઓ, આટલાં કળશી માણસોથી ચોરી રાખી રહ્યો છે. એવી તે કઈ ઇંદ્રપરી ઉતારવી છે? બા તપતા હતા, પણ પોતાની જે કડક આમન્યા પુત્રે ઊભી કરી હતી તે જ આમન્યા અત્યારે પુત્રને કોટકિલ્લા જેવી બની ગઈ. બાપ એ આમન્યાની ભીંતને ભેદી ન શક્યો. ગોપાળબાને ડર હતો. નરી એકલી આમન્યા ઉપર તો એણે પોતે જ પોતાના વ્યક્તિપ્રભાવનું ચણતર ચણ્યું હતું: ઓછું બોલવું, ઓછામાં ઓછું મળવું, મેળાપ આપતા પહેલાં સામા માણસને ચોકી-

પહેરાથી આંજી નાખવો, સામો સો બોલ વેરી નાખે એ પછી પોતાનો એકાદ બોલ સંભળાવી પોતાના શબ્દોની ઊંચી કીમત અંકાવી દેવી. સામો માણસ પંગમાં અટવાય તેમ રસ્તા વચ્ચે ઊભો હોય એ છતાં કૂતરું પણ નથી એવી અદાથી એને લક્ષમાં લીધા વગર ચાલ્યા જવું, એ બધી ગોપાળબાની શેહની ચાવીઓ હતી. કોઈ પણ માણસ એનું વેણ વળોટે તો એટલામાં જ આ પ્રતિભાનું મોત હતું. મોટી બીક પુત્રનો આડો શબ્દ નીકળવાની હતી. એ નીકળે એટલે ખેલ ખતમ થાય!

બીજે મહિને દલભાઈ ડેલીમાંથી નીકળી એકલા સામેની ગામરસ્તા પરની અવાવરુ મેડી પર પથારી લેવરાવી ગયા. ને ત્યાં પાણીનું એક નાનું ગટકૂડું મુકાવ્યું. એક સાવરણી રાખી. એક માળા ખીંટીએ લટકાવી.

બાએ કારણ પુછાવ્યું. કહેવરાવ્યું કે 'બાયુંવાળા ઘરમાં સંકોચ જેવું લાગે.'

મહિના પછી મહિના વીતવા લાગ્યા તેમ તેમ આહાર વિહાર અને લૂગડાંલત્તામાં, સર્પની કાંચળી કે પંખીનાં પીંછાં ઊતરી પડે એવી સ્વાભાવિકતાથી દલભાઈનું રંગીલાપણું ટપકતું ગયું. લીલાગર, કેરી, નીલગિરિની ચા, અને અત્તરનાં પૂમડાં, દલભાઈએ ત્યાગ્યાં નહિ પણ એ બધાં જાણે પોતાની મેળે જ પોતાની સાર્થકતા પૂરી થયે સરીને ચાલ્યાં ગયાં. જતાં જતાં એકેય સાવણીએ તકરાર તરફડાટ ન કર્યો.

પણ એ તો બહારનાં સાધન હતાં. દલભાઈનું ભીતર

એવું જ રંગીલું રહ્યું. પાંચે ગ્રામ–સ્નેહીઓ સાથેની બેઠક ચાલુ હતી. હાસ્યવિનોદ ચાલુ હતા. એ પાંચેને ખવરાવવું પિવરાવવું ચાલુ હતું. એમાં સાતમો આવ્યો હતો એક બાળક સુમન.

'પોતાને બાવા બનવું છે ને છોકરાની ટંટાળ કોકને ગળે પહેરાવવી છે, એમ કે ?'

ફરી ન પરણનારા દીકરાને ઘા મારવા માટે જ ભાએ આવું એક વાર કહ્યું. એ પછી સુમન, સુમનનું ઘોડિયું, સુમનનાં રમકડાં અને બાળોતિયાં, આ અલાયદી મેડી પર ક્રમે ક્રમે આવતાં ગયાં. વાંક તો એમાં સુમન પર જ ઓઢાડી દેવાયો. 'શું કરું ! મારો બેલ મેલતો નથી. આવો હરામનો હેડો થઈ જાશે એવી ખબર હોત તો સામું ય ન જોત. આ તો ચોંટી પડ્યો ! મારાં નિત્યનીમ રઝળાવ્યાં ! હું તો પાછો આ ટેટામાં લપટાણો ! મારો તો હિમાલયનો કેડો રૂંધાણો.'

ભાએ વિચાર્યું કે 'આ હિસાબે શું ખોટું છે ? ભર રમાડતો. નીકર સાવ છેલ્લે પાટલે બેસી જાત. માથું મુંડાવીને નીકળી પડત તો હું ક્યાં આડા આગળા દેવા પહોંચત ! ભલેને ધુવે ગૂવાળાં ! એ તો આયા આયાનું કામ કરશે.'

ગોપાળભા આવી આશા બાંધવાને વખતે પોતે પોતાનો જ ઇતિહાસ ભૂલી બેઠા નહોતા. પોતે રાંડ્યા ત્યારે વય બત્રીસથી વધુ નહોતું, પરણવાની ઉત્કટ ઇચ્છા હતી, પણ ત્યારે એને

બે હજારની કોથળી કાલવ્યા વગર કોઈ કન્યા દેનાર નહોતું; જ્યારે બે હજાર તો પાવલાં પણ એ દિવસે ઘરમાં નહોતાં. વળી વાઘરણો વેચનારી છૂપી ટોળીમાં ભળ્યાનો જોરદાર વહેમ એના પર તોળાઈ રહ્યો હતો. આજે જો દલભાઈ ન પરણે તો એ જૂની કડવાશ આપના જીવનને બગાડી નાખે એમ હતું.

૩

# દાદાનો વારસદાર

અઢારેક વર્ષ પછીની એક બપોરવેળા હતી, ત્યારે એક ગાડું કમરાળાની નજીકના મજુથળી ગામને ઉતારે આવી છૂટ્યું. એમાંથી ઊતરનારા બે જણા હતા, એક વીશેક વર્ષનો, નહિ પાતળો નહિ જાડો એવો, સહેજ ઝીણી આંખોવાળો, વેશપોશાકે વણિક તરીકે પરખાય એવો જુવાન હતો ને બીજો એક રાજ્યનો નોકર હતો. ગાડા સાથે કમરાળાના બે શસ્ત્રધારી કારડિયા રજપૂતો હતા. સવારીને ઓચિંતી આવેલ દેખીને ઉતારે માણસોની દોડાદોડ શરૂ થઈ ગઈ. ગામનો મુખી આવી હાજર થયો.

'કેમ મુખી!' વણિક જુવાને ઠંડા રુવાબથી પૂછ્યું: 'શું વિચાર છે ખેડૂતોનો?'

'પચાસમાંથી કોઈ સળવળતો નથી:' મુખીએ જવાબ વાળ્યો.

'બસ તો પછી, હાલો.'

'પાકું છે ના ?'

'પચાસે જણુ હજી કાચું સમજતા લાગે છે !'

'હા, છે તો એવું જ !'

'તો પાકું કરી બતાવિયે, હાલો.'

'મુખી, ગામ પસાવતા, ગાડામાં આવેલો દરબારી જપ્તી કરનાર, અને હથિયારધારી બે રક્ષકો સાથે વણિક જુવાન એ પછી જે ઘેરે જઈ ઊભા રહ્યા તેની અંદર એક ખેડુ, એક બાઈ, ને પાંચેક નાનાં મોટાં છોકરાં, આખી દુનિયાથી ડરતાં હોય એમ લપાઈ ગૂંચળું વળીને બેઠાં હતાં. એ કુંડાળીની વચ્ચે એક માટીની કથરોટ હતી, કથરોટમાં તાજું ઠાલવેલ મગમઠનું જુવાર ભેળવેલ ભરડકું ટાઢું થતું હતું તેની પણ રાહ ન જોઈ શકનાર એક છોકરું અંદર હાથ બોળીને દાઝવાથી બૂમો પાડતું હતું.

મુખીએ અંદર જઈને ખેડુને જાણ કરી, માબાપ છોકરાંને લઈ ઊભાં થયાં. અને એમણે બહાર આવતાં કથરોટ પણ ઉઠાવવા માંડી.

'એ ત્યાં જ ભલે પડી,' કહેતો જુવાન વણિક ઉંબરમાં ઊભો રહ્યો ને ખેડુ કુટુંબ ખાલી હાથે બહાર ઓસરીમાં આવ્યું.

'ત્યાં નહિ, ફળિયામાં બેસો હમણાં,' એ શબ્દો પણ વણિક જુવાનના હતા. ટાઢ હતી, છોકરાં ઉઘાડાં હતાં. એમણે ફળિયામાં જઈ તડકે બેઠાં બેઠાં હાથની મૂઠીઓ બગલમાં દબાવી.

'હેં મા!' એક છોકરું પૂછતું હતું: 'આપણને દાણા લૂગડાં દેવા આવ્યાં છે ને? બોલ્યું એણે ઓઢેલ છે ઈ હું જ લઈશ, હો મા!' છોકરાએ વણિક જુવાનના ગળા ફરતી પડેલી ગરમ શાલ દેખાડીને બખડાટ કર્યો.

'મૂંગાં મરોને, બાપુ!' એક સ્ત્રી એટલું જ બોલી શકી. પણ એમને પોતાને જ કાંઈક કૌતુક હોય, ચાલુ હાલતમાં થઈ રહેલ કોઈ પણ ફેરફાર એમને મન પ્રોત્સાહન-કારી હોય એવું એમની શાંતિ જોઈને લાગે, કારણ કે એઓ ચૂપ બેઠાં હતાં.

ત્યાં તો ખોરડામાંથી એક પછી એક ચીજ બહાર નીકળવા ને પેલા રાજના કારકુનની કલમે નોંધમાં ટપકવા લાગી: 'એક ગારાની કોઠી, એમાં મગ છે—આશરે કેટલા હશે, હેં મુખી? બોલો, ને પંચના ભાઈઓ!—સત્તર શેર અધમણ હશે ના!—હાં, હવે મજૂસ તપાસો, એમાં એક શેપાડું—ભરત ભરેલું—એક કમખો—એ પણ ભરત ભરેલ—ત્રણ લીલી અટલસની આંગડી નાનાં છોકરાની—બહાર નાખો એ બધા લખાયા. અંદર ઊંડાણે જુઓને, હાથ નાખીને!—ઈ ચીંથરીમાં શું છે?—બસ, સોપારી જ છે?—કંકુવાળી?—પાવલા ભેળી છે—હશે પરણ્યાં તે દુની!—ઠીક ઠામડાં? બે ડામારીથાં બીઓ છે ના?—એક બેઘરું,—ચાર ગોદડાં—કાંઈ ફિકર નહિ, ગાભા હોય તો ગાભા, ઉપાડો, એ વગર નહિ ચાલે—ઠીક, ચાલો કોઢયમાં. બસ એક ભેંસ ને એક પાડરુ—ઠીક, છોડો ભેંસને, સાંકળ સોતી દોરી લ્યો.'

બેહુ કુટુંબના સાતે માણસોની આંખો, વશીકરણના

આકરા મંત્રને બળે દોરવાય તે રીતે, મૂંગી મૂંગી પ્રથમ તો પરશાળ પર વેરાયેલા ગાભા, ઠામડાં અને અનાજ પર ફરી વળતી છેવટે ભેંસનું નામ લેવાતાં ભેંસ પર ને પાડરુનો ઉલ્લેખ થતાં પાડી પર ઠરેલી હતી. કોણ જાણે કેમ પણ એઓ આ તમામ ક્રિયાને માત્ર તમાશા-રૂપે કે થોડીવારની મશ્કરી-રૂપે નિહાળી રહ્યા હતા. પણ જેવાં એમણે ભેંસ ને પાડરુ કોઢ્યની બહાર સાંકળે દોરાઈ જતાં દીઠાં તેવું તો સાતે જણાંએ ઓ – હો – ઓ – ઓ –' એવું એકસામટું પોકરાણ પાડયું.

વણિક જુવાનને પ્રથમ તો આ સામટું પોકરાણ પહેલેથી રિહર્સલ કરી રાખ્યા જેવું લાગ્યું. એ હસ્યો. હસતા દાંત એક પળમાં હોઠની પાછળ આડશ લઈ ગયા. અને એ ગાભા, ઠામડાં, ભેંસ તેમ જ પાડરુનું સરઘસ દોરી પોતે ઉતારા તરફ ચાલ્યો ત્યારે ગામડામાં છાકો બેસી ગયો.

અરધા જ કલાકમાં ગામના પચાસ ખેડુતો એને ઉતારે હાજર થઈ ગયા અને પાઘડી ઉતારી બોલ્યા : 'સુમનભાઈ શેઠ, હવે બસ થયું. અમે ખડ ખાધું. હવે અમારી કોઈની આબરૂ લેશો મા ભલા થઈને, તમારું ચકત લેણું તમે કહો એ રીતે ચૂકવી આપિયે છિયે.'

'તો લાવો ઝટ, હાજર કરો. મારે મોડું થાય છે.' જુવાને કેવળ ચાનો પ્યાલો માગ્યો હોય એટલી હળવાશથી કહ્યું.

સાંઝ સુધીમાં તો એનું ચકત લેણું પાઈયે પાઈ વસૂલ થઈ ગયું, પોતાની જમીનનાં વાડીઓ ને ખેતરો એ

જ દિવસે બીજા ત્રીજા ખેડૂતોનાં નામ પર કરી નાખી એ ફેરફારથી કોણ રઝળી પડે છે અને જમીન પર કરેલી કોની મહેનત ફોકટ જાય છે એની કાંઈ પણ પરવા એણે રાખી નહિ.

'માધાએ ખેડી ખેડીને ઈ પશિયું ગાદલા રોખું કર્યું'તું, હો સુમન શેઠ'

'પદમો તમારી જમીનની આશાએ તો મરતો મરતો ય ઊભો'તો.'

'વશરામે આર નવા ગોધલા તમારી વાડીની આશાએ સંધી પાસેથી પરમ ને દહાડે જ લીધા, ભાઈ!'

'ઠીક થયું, મારે ગામનો સદ માપી લેવો છે.' એટલું કહીને એ છાંયો કરેલ ગાડે ચડીને ડમરાળાને કેડે પડયો, ગાડાની આગળ ને પાછળ એકેક બંદૂકદારનો બંદોબસ્ત હતો, ગામના પાદરમાં ખેડૂતોનું ટૂંગ ઊભું હતું. બજારમાંથી ગાડાને નીકળતું દેખીને ચૂપાચૂપ બે પાંચ ખેડૂતોએ એકબીજાને કહ્યું : તું કરશ ને?' 'ના, તારું કામ,' 'હેઠ, તેં માથે લીધું'તું ને?' 'લીધું'તું, પણ હવે કાંઈ નૈં.'

પોણોસોએક ધીંગાં, લોખંડી શરીર એમ ગુસપુસ કરતાં ઊભાં થઈ રહ્યાં, અને ગાડું ચાલ્યું ગયું. સુમનચંદ્રના પેટમાં એ ઘીંઘરને જોઈને પાણી પણ હલ્યું નહિ. એની ટેવ પ્રમાણે, (એને પોતાની આજુબાજુની પરિસ્થિતિ જોખમી હોય ત્યારે ગળું ખંખારીને જોરથી થૂંકવાની ટેવ હતી) એણે એક બાજૂ થૂંકી નાખ્યું.

રાતે ઘેર જઈને એણે પોતાના દાદા ગોપાળભાને હિસાબ આપ્યો તેમાં રૂપિયા અઢીસો પ્રતાપગઢના મામલત-દારને ચૂકવ્યાની વાત હતી. પચીસ રૂપિયા જપ્તી કરવા આવનાર કારકુનને આપ્યા હતા.

'ખાસું.' પોણોસો વર્ષના બાએ પ્રસન્નતા બતાવી : 'બાકી સાધુ બન્યે જમીન ખાવા નહિ આપે કોઈ.'

દાદા અને પૌત્રની વચ્ચે જપ્તી વિષેની વિગતવાર વાત ચાલતી હતી તે દરમ્યાન એક પચાસ વર્ષનો માણસ ત્યાં ફરતો હતો. એણે એક ધોતિયું પહેર્યું હતું ને એક પનિયું ઓઢ્યું હતું. બદન પર પાસાબંડી હતી. એના માથા પર સ્વચ્છ ટાલ હતી, ગોપાળભાના આ શબ્દ એણે સાંભ-ળ્યા હતા. 'સાધુ બન્યે જમીન કોઈ ખાવા નહિ આપે.' સાંભળીને એનું મોં મલકાયું હતું. જુવાને એક ગરીબ ખેડૂતને ઘેર કરી કરી તે વૃત્તાંત પણ એણે શાંતિથી સાંભળ્યા કર્યો, પછી એ ડેલી બહાર પોતાની અલાયદી મેડીએ ચાલ્યો ગયો. એ હતા સુમનચંદ્રના પિતા ને ગોપાળભાના પુત્ર દલભાઈ પોતે જ, જેને આપણે અઢાર વર્ષોથી ઓળખ્યા છે. સુમનને મોટો કરીને એણે પિતાના હાથમાં પાછો સોંપ્યો છે. પોતે તો મેડી અસલી બંગલીમાં, ડેલીની બહાર જ રહે છે.

રાતે આવી સુમનચંદ્ર દાદાની સાથે વાળુ કરવા બેઠો. દાદા અને પૌત્ર બન્નેના પાટલા પર મોટા ખૂમચામાં જમવાનું પીરસાણું તેમાં દોઢ શેર દૂધના મોટા કટોરા અને

ઘીની ભરેલી અકેકેક વાટકી મૂકવામાં આવી હતી. ગોપાળ-ભાએ ખીચડીમાં નાખતાં વધેલું ઘી દૂધમાં રેડીને પ્રાશન કર્યું. સુમનચંદ્રને વારસામાં દાદાનું શરીર સાંપડયું હોઈને દૂધ-ઘીનો આહાર મોટો હતો, પણ એ રાતે ઘીની વાટકી તરફ એનો હાથ ગયો જ નહિ.

'ઘી ખાઈ જા, એલા! ઘી કેમ નથી ખાતો?' ગોપાળભાની નજર ગઈ.

'ના. પેટમાં બાદી છે.'

'અરે મૂરખ, બાદી માથે તો ઘી ખાવું જોઈએ. બાદી તોડી નાખે.'

'ના, આજ તો નહિ પચે, દાદા.'

'ઠીક, આંઈ લાવ વાટકી.'

પોતે આખી વાટકી ચાટી ગયા અને હાથ ધોઈને માથે, મોંયે, કાંડે, કોણીએ, ઘીનું 'સ્પન્જિંગ' કરી નાખ્યું.

વાળુ દરમ્યાન સુમનચંદ્રે પૂરા તોરથી હકીકતનું નિવેદન કર્યું હતું. એ આ પ્રમાણે હતું: 'મામલતદાર નવો આવ્યો ખરોને, દાદા? એટલે મારી આગળ સહુની પૂંછડી થાતો'તો. પ્રતાપગઢ જઈ હું તો ઘોડો જ એને ઘેર હાંકી ગયો. માણસ કહે કે સાહેબ પૂજામાં બેઠા છે. હું બેસી રહ્યો, પણ સાહેબની પૂજા ખૂટે નહિ. દોઢ કલાક રોકાણો. પછી તો મેં ઓરડામાં સાહેબ પૂજા કરતા હતા ત્યાં જઈને એના દેવ સહજાનંદની છબી પડેલી તેની

સન્મુખ જ એ લીલી નોટ ધરી દીધી, પછી તો એણે પૂજા તરત સંકેલીને જપ્તીના કાગળ પર મતું મારી દીધું.'

'હ–હ–હ–હ' ડોસાએ હસીને કહ્યું: 'કોઇ અમલદાર પોતે ખાય, કોઈ અમલદારની બાયડી કાપડા તરીકે ખાય, કોઇ અમલદારના દેવ ખાય. આપણે તો જે કોઈ ખાતું હોય તેને ખવરાવિયે બેટા!'

વાળુ કરીને બંને બેઠકે આવ્યા ત્યારે નજીકનાં ગામડાંના બે ત્રણ વેપારીઓ આવી બેઠા હતા. એમને જોતાં જ ગોપાળભાએ પૌત્રને કહ્યું: 'કાલ આ ત્રીકમજીને લઈને તારે પ્રતાપગઢ જવાનું છે. ટપેદાર ત્રીકમજીનું ને એના ખેડુનું ચોળીને ચીકણું કરે છે. એમ થાશે તો તો વાણિયાના દીકરાના રોટલા ગામડે ગામડે ટળી જશે. બાળજે એનું મોઢું પચીસ પચાસે. અને આ રાયચંદનું ઓલી બાંયણુ લોઇ પી રહી છે, સલમાન ખેડુની રંડવાળ. નામામાં કાંક વિગતફેર થઈ ગયો હશે એમાં તો કોરટે ચડી છે. નાથો વકીલ પડખે ચડી ગયો લાગે છે. કહેજે જઇને કે કોડા, કાગડો કાગડાની માટી ખાય કે? વેપારીનો દીકરો ઊઠીને વેપારીનું જ પેટ ફોડવા બેઠો છે? ન માને તો પછી ન્યાયાધીશ સુધી ડોકાઇ આવજે. બેવડે દોરે કામ રાખવું; કેસ પણ લૂલો કરાવવો, અને ન્યાયાધીશને તો નોતરું જ દઈ આવજે કે રૂપાવાવની જાત્રાએ આવે, ને રોટલા ખાવાનું આંહય જ રાખે. એનાં કોક સગાં આવ્યાં તો હશે જ ના? જાત્રાનો પૂરો ચરસડો છે નાગર. રોજ તો રોજ કહિયે આવે. એ તો આંઇ આવશે ત્યારે ચૂરમું જ એનું મોઢું ભાંગશે. ઠીક, હું ત્યારે ઊંઘી જાઉં છું.'

બા ગયા પછી ત્રણે વણિકોને લઈ સુમનચંદ્ર બેઠો; દરેક કિસ્સાની વિગતો સમજી લીધી; કહ્યું: 'આટલું બધું ત્રણેનું બોદું ?'

'છે તો, ભૈસાબ, એમ જ;' ત્રીકમજીએ કબૂલ કર્યું.

'આમ ક્યાંસુધી ચલાવવું ધાર્યું છે ?'

'ગાજરની પપૂડી છે આ તો ભાઈ.' રાયચંદ પણ માની ગયો; 'તમારો વશીલો છે, તમારી હાક લાગે છે, એટલે વાણિયા રળી ખાય છે પેટિયું.'

'પેટિયું ? કે પટારા ?'

'એમ ગણો તો એમ' રાયચંદ હસ્યો.

'હવે લાંબું નહિ ચાલે, હો, ત્રીકમજી કાકા, ને એકાએક ભીંસાઈ જશે વાણિયા.'

'જાણીએ છીએ, એટલે તો છોકરાઓને અંગ્રેજી ભણાવવા મંડ્યા છીએ.

'ઈ તો ભાઈ, જે તારું થશે તે અમારાં છોકરાનું થશે.'

રાયચંદ શેઠનો ઘા સુમનચંદ્રને કલેજે પડ્યો. બે પળ કળ ઊતરતાં એણે કહ્યું: 'મારું પણ આભા ફેડી રહ્યું છે, રાયચંદ મામા! હવે આબરૂનાં કાંગરાં ડોલે છે. હવે ઝટ સંકેલો કરીએ આપણે સૌ, છોકરાઓને તો બહાર કાઢીએ આ નરકમાંથી.'

'ઈ જ કરી રહ્યા છીએ, ભાઈ! મોટાઓને તો દેશા-

વર ધકેલી પણ દીધા છે. બે પાંચ વરસ અમારી બાજી સાચવો, વધુ તો અમારાથી પણ ખેંચાશે નહિ.'

'મને એટલું ખેંચાવાની પણ આશા નથી. ઠીક, હવે સૂઓ.'

રાતે ગોપાળબા સૂતા પહેલાં પાશું શેર કઢેલ દૂધ ગટગટાવી જઈને શાંતિથી ઢોલિયામાં બેઠા—માળા ફેરવી અને પછી પૌત્રના વિચારે પ્રસન્ન બનતા બનતા કાગાનીંદરમાં લહેરાવા લાગ્યા. પોતે કરેલી જમાવટને માથે સોનાનું ઈંડું ચડાવનાર પૌત્ર સુમન, એ એના જીવન—સાફલ્યની પરાકાષ્ટા હતી. સુમન જો ન હોત તો શી ગતિ થાત?

સુમનમાં પોતાની કંટાઈ, કરકાઈ અને વટનો વારસો ઊગી નીકળ્યા બદલ ડોસાએ માળા ફેરવતે ફેરવતે પોતાના ઇષ્ટદેવનો વારંવાર પાડ માન્યો.

ત્રણે મહેમાનોને સુવરાવીને સુમનચંદ્ર પોતાને ઓરડે ગયો ત્યારે એના માણસે આવીને ખબર આપ્યા: 'બાપુજી તો કાકારસાંવી ગાડું ભરાવે છે.'

બાપુજી એટલે હલબાઈ.

'શેનું?' સુમનચંદ્રે વિના આશ્ચર્યે પૂછ્યું.

'એક ગુણ બાજરાની, એક ગુણ જારની, બે ભીલી ગોળ, પચીસ હાથ પાણકોરું, બીજી સટરપટર ઘરવખરીની ચીજો.'

'ક્યાં મોકલે છે?'

'રણુથળી.'

'ઠીક, બીજી એક ગુણ વધુ ચડાવી દ્યો ગાડે. ને એક જોડય જાડા સાડલાની પણ મુકાવજે ભેગી. કહેતો નહિ બાપુજીને કે મેં મુકાવ્યું છે. ક્યારે મોકલે છે?'

'પરોઢિયે. પોતે પણ જોડે જવાના.'

'સારું. સાથે કોણ જાય છે?'

'કોઈને લઈ જવાના નથી.'

'ઠીક, ખુમાણશંગને કહેજે કે ઘોડીએ ચડી પાછળ પાછળ જાય, છેટો રહે, ને ભેગી જોટાળી રાખે, દારૂગોળી ન હોય તો કાઢી દેજે.'

ગોપાળભા ઊંઘી ગયા હતા ત્યારે સુમનચંદ્ર પોતાની મેડીએ બેઠો બેઠો પોલીસના ઉપરી પર એક અરજી લખતો હતો. એમાં એક રિવોલ્વરની અને એક કારતૂસવાળી બંદૂકની માગણી હતી. કારણમાં જણાવ્યું હતું કે અમારે ત્યાં જેમની જમીનો મંડાણમાં છે તે ગરાસિયાઓ અવાર નવાર જાસા મોકલે છે, અસુર સવાર ખેતરો ભેળાવે છે, અને અમારા ખેડુતોની ભાત લઈને સીમમાં જતી બાઈઓને કનડે છે.

એ લખીને પોતે બારી પર મૂકવા ગયો ત્યારે પાછળના વાડામાં ઊભેલી એક ભેંસ જોરથી ભાંભરતી હતી. પોતે ઓળખી : રણુથળીથી જપ્તીમાં આણેલી તે જ ભેંસ!

'એલા કાળુ!' એણે ગોવાળને બૂમ પાડી : 'આને કડબ નીરી છે?'

'હા ભાઈ.'

'ત્યારે કેમ ભાંભરે છે ?'

'ખાતી નથી.'

'છાહટિગો નીર. રજકો નીર.'

'નથી ખાતી'

'પાણી પાયું છે ?'

'ન પીધું.'

'આમ કેમ ભાંભરે છે ?'

'એ તો ભાઈ, સાંઝુની બાંભરડા લે છે.'

'મેં તો હમણાં જ સાંભળ્યા !'

ગોવાળે જવાબ દીધો નહિ. સુમનચંદ્ર શરમાઈ ગયો. કાગળ લખવામાં એ મશગૂલ હતો તેથી ભેંસની ઉગ્ર ચીસો પણ સંભળાઈ નહિ !

ગોવાળ બોલ્યો : 'બેચાર દી તો એને એવું રે'શે ભાઈ, પછી આ ઘરને હળી જશે.'

'ઠીક કહીને એ સૂતો, ઊંઘ તો સારી આવી ગઈ, પણ વચ્ચે વચ્ચે જાગી જતો ત્યારે ભેંસના ભાંભરડા કાનમાં રેડાતા. બેઉ કાન પર અકેક બાલોશિયું દબાવીને એ ઊંઘ્યો.

૪

# બે દશ્યોની સમસ્યા

**અ**નાજ અને બીજી વસ્તુઓથી ભરેલ ગાડું પરોઢિયે રણથળી ગામને કેડે ચાલ્યું જતું હતું અને દલભાઈ ગાડાની બાજૂએ બાજૂએ પગે ચાલ્યા આવતા હતા. હાંકનારને ખબર હતી કે દલભાઈને ગાડામાં બેસી જવાનું કહેવું વ્યર્થ છે. મોંમાં દાતણનો જાડો કૂચો ચાવતા ચાવતા એ હજુ ક્ષિતિજ પર આથમતી 'હરણ્યું'ના છેલ્લા બે તારા પર તાકતા જ આવતા હતા. ગાડીવાનને ખબર અપાયા વગર પણ ખાતરી હતી કે દલા શેઠ આ બધો સરંજામ રૂપાવાવની જગ્યામાં પહોંચડાવવા લઈ જાય છે, અને એ લઈ જવાનું કારણ પણ એણે કલ્પી લીધું હતું એટલે એણે વાત પણ ચાલુ કરી :

'રૂપાવાવનો પરચો તો બધાને માથે હાજરાહજૂર છે, દલભાઈ, પણ આપણે ખોરડે તો બજરંગની અદકી મે'ર છે; નીકર કાલનો મામલો તો ભઈને માથે વસમો ઓછો હતો! રણથળીના કુલહોલ ખેડુ ફરન્ટ થઈ ગ્યા'તા. આજકાલ ખેડુલોકનો માઠો દા'ડો બેઠો છે. અઢાર–વીસ વરસ

બેરૂખી વાતુનાં તો આજ સોણલાં જ રહ્યાં. ખેડૂતો પેટના દીકરા જેવા હતા તે આજ દૂધ પાઈને સાપ ઉછેર્યા જેવા બન્યા. ચોર ચોરના દીકરા ! ચોરટાવેડા અને છિનાળાં–એ ય વાતે બૂરી દાનત થઈ ગઈ, બાપુ ! નીર નવાણે ગ્યાં ને ધરમ ઠેકાણે ગ્યાં; નીકર ગોપાળભાને કોઠારે જાણે ગંજ ઠાલવી જનારાઓ આજ જપતિયુંના જોડા ખાવા જેવા ઊંધા ધંધા આદરે કાંઈ ! દાનતચોરના હવાલ પણ પછી કેવા થાય ?"

દાતણનો ડોયો ધીરે ધીરે મોંમાં ફેરવતા દલભાઈનું દિલ આ ગાડીવાનના પ્રલાપથી દુભાતું પણ નહોતું, રીઝતું પણ નહોતું. બે દાયકા પૂર્વેની પરિસ્થિતિમાં આવેલો પલટો એને આઘાત કે ઉત્પાત પહોંચાડતો નહોતો. વહુ ગુજરી ગયાં ત્યારથી દલભાઈ જમાનાના નાટકના માત્ર પ્રેક્ષક જ રહ્યા હતા. પિતા ગોપાળભા શું કરે છે એ એણે નિર્મમ નજરે નિહાળ્યા કર્યું હતું, આવડા નાનકડા કુટુંબનો વ્યવહાર ચલાવવાની કોઈ મુશ્કેલી નહિ છતાં જમીનો પર જમીનો મંડાણમાં લેવાની પિતાને શી જરૂર પડી છે એ એને સમજાયું નહોતું, પણ કોઈ કોઈ વાર એને કલ્પના થતી કે ધરતી તો મા છે, માશૂક નથી; ધરતીને બથમાં જ લીધે જનાર માણસ એનો ભોગી છે—અનાચારી છે; પણ બાપુને વરસોવરસ વધુ ને વધુ બાથ પહોળાવવા કેમ સૂઝતી હતી ? બાનું અવસાન બહુ જ જુવાનવયે થયું એની તો આ અતૃપ્ત વાસના નહિ હોય ? બીજી વાર પરણવાની જોગવાઈ ન પામનારો પિતા અતૃપ્ત હતો માટે તો પૃથ્વીને બાઝવા દોડી રહ્યો હોય !

હશે, પણ મારા સુમનનું શું સમજવું? એ તો મારો પુદ્દગળ છે, મારું લોહી છે, મારો ઉછેર છે. એને આજ આ શી ઘેલછા લાગી કે મારો છાંયો સરખો યે લેવાને બદલે મારા પિતાના જ રંગે રંગાઈ ગયો? જમી વિના બીજો ઘા નથી કરતો; અમલદારોને તો ખરીદીને ખીસામાં મૂકી રહ્યો છે; દયાનો તો દુશ્મન છે; ગરીબોનાં ઘર પર કડીઓ કરતાં કાળજું કમ્પતું પણ નથી; તર્કટો તો એક એકથી ચડિયાતાં ગોઠવી કાઢે છે; ને બાપુને એવો કોઈક દી કોકનું ખૂન પણ કરતાં નહિ થડકે એવો યે સમય આવે કદાચ! આ વંશ-વેલે હવે પછી વળી કેવાંક ફળ બેસશે? દૈવ જાણે.

પ્રભાત પડી ગયું હતું. માખીઓના બણબણાટ સંભળાયા અને ગાડાની સાથે સાથે ચાલતા દલભાઈએ બળદોને માથાં ધુણાવતા. તેમજ પૂંછડાં ફંગોળાતા દીઠા. એક બળદનું કાંધ છોલાણું હતું. પોતે પોતાનું ફાળિયું લઈ ચાલતે ચાલતે બળદની માખો ઉડાડવા માંડી.

'માળું ક્યારે કાંધ છોલાણું હશે આનું?' શરમિંદો ગાડીવાન દલભાઈના ગર્ભિત ઠપકાથી બચવા અજાણ્યો બન્યો. એને ખબર હતી કે બીજી કોઈ પણ વાતમાં રસ ન લેનારા દલભાઈ ડેલીનાં ઢોરની બગાંઓ ને ઈતડીઓ વીણતાં ચૂકતા નહિ, છોલાયેલ ચામડા પર ફિનાઈલનું પોતું મારતાં વીસરતા નહિ, પાદર પડેલા પૂંછકેલ ઢોરને પણ પોતે ચાર જણને ઊભા રાખી બેઠું કરતા, કૂતરે ચૂંથેલ ગધેડું પણ એના હાથની સારવાર પામતું. આવી કામગીરી બજાવતા બજાવતા દલભા ટોળે વળેલાં લોકોને ફક્ત એટલું જ કહેતાં કે—

'જીભ વિનાનાં છે, ભાઈ! જીભ વિનાનાં છે.'

બસ, વધુ ઉપદેશ એ કદી કરતા નહિ. જોડાને તળિયે જેને જેને એ મોટા નાળ ને લોઢાં જડાવેલાં જુએ, તેને પણ ધરતી પરની કીડીઓ બતાવીને આટલું જ કહે કે 'જીભ છે એને? જીભ હોત તો આ જીવડાં તને શું કહેત, હેં જેઠસુર?'

ચોમાસે કોઈ ખેડુ તોતીંગ નવાં ઓગબાઇ પગરખાંથી હિલોતરી ખૂંદતો ચાલ્યો જતો હોય તો ઊભો રાખીને પહેલાં તો બેય પરના કૂણા કોડવા બતાવે, ને પછી કહે; 'એને જીભ હોત તો? તો રોત કે નહિ? હેં માધવાનળ? એ તરણાં રાડ પાડત, હો ભાઈ! એવી કાળી રાડ પાડત તો તે તારાં તમરાં જ બોલાવી દેત.'

આવા સંસ્કાર ગામલોકોને પાનાર દલભાઈથી શરમાએલો ગાડીવાન રણુજાને પાદરથી બારોબાર જ ગાડું રૂપાવાવ હાંકવા લાગ્યો ત્યારે દલભાએ કહ્યું કે 'સીધું ગામમાં લે ગામમાં.'

પાદરમાં બે જણ બેઠા હતા તેને પોતે કાંઈક પૂછ્યું, એટલે એક જણ આગળ ચાલ્યો અને ગાડાને એક ગલીમાં દોરી ગયો. ત્યાં ઓલ્યું, દલભાઈએ જે ઘર પૂછ્યું હતું તે બતાવ્યું.

'આ ફળીમાં લે,' એવા શેઠ–શબ્દોથી ગાડીવાન છોભીલો પડી ગયો.

ઘર બતાવનાર માણસે બૂમ પાડી : 'રતના, એ રતના, બા'રે તો મર. શેઠ આવ્યા છે.'

ઓસરીમાં બેઠેલાં છોકરાં શેઠ આવ્યા છે એવું સાંભળતાં, અને આ ગાડું વગેરે જોતાં જ અંદર પેસી ગયાં, અને એનો બાપ રતનો ઘરની બહાર નીકળી બાઘાની જેમ ઊભો રહ્યો.

'તેં આમને ઓળખ્યા, રતના ?' પેલા, ઘર બતાવવા આવેલ માણસે કહ્યું.

'આ તારે ઘેર કાલ કુડી કરી ગ્યાને, એ સુમન શેઠના બાપુ.'

ખેડુ રતનો, જેના કેડિયાને બાંયો નહોતી, તે આંખો તાકીને વગર બોલ્યો ઊભો થઈ રહ્યો. એની આંખોમાં ભય હતો. એ કંઈ સમજ્યો નહિ.

બાયડી બહાર આવીને બોલી ઊઠી : હેં બાપુ, હવે બાકી શું ર્યું છે તે પાછા લેવા આવ્યા છો ? ઓલ્યા ગાભા બે ચાર છે ઇયે લઈ જાવા છે ?

'ના મા!' છોકરો બહાર આવ્યો, તેણે કહ્યું : 'મારી નવી આંગડી નહીં દઉં કોઈને.'

ત્યાં તો નાની છોકરી પોતાની એક ફાટેલ ઘાઘરી પડી હતી તે છાતી સાથે કચકચાવીને ઘરમાંથી દોડતી, દલભાઈ ઊભા હતા તેને દેખી ચીસ પાડીને ભાગી : 'નૈં દઉં, નૈં દઉં.'

દલભાઈએ એને પંપાળવા અડકવા હાથ લંબાવ્યો ત્યાં તો એ છોકરીએ તીણી ચીસ નાખી.

દલભાઈ સૂનમુન ઊભા રહ્યા. ઘડીભર તો એની અક્કલ ચાલી ગઈ. પછી એને શબ્દો ન સૂઝ્યા, છેવટે માંડ માંડ એણે કહ્યું : 'રતના, ભાઈ, આ ગાડામાંથી બધું ઉતારી લે.'

રતનો પણ કંઈ સમજ્યો નહિ. એ ન હલ્યો કે ન ચલ્યો. પણ એની વહુ જરા પાણિયાળી હતી તેણે કહ્યું : 'બાપુ! અમારે કાંઈ જોતું નથી. અમને આંઈ પડ્યાં રે'વા દો. અમને ગોટે ચડાવો મા. અમને સાચા ખોટાનું કશુંય ભાન નથી રહ્યું.'

ઘણી વારે ગામના બીજા લોકોએ આવી દલભાઈને મદદ કરી ત્યારે માંડ તરતનાને ને એની વહુને ગળે ઘૂંટડો ઊતર્યો, કે આ શેઠ જો કે છે તો સુમન શેઠના બાપુ, પણ ધરમી છે, દયાળુ છે, કશું કારસ્તાન કરવા નથી આવ્યા, કોઈ ગોટા કરવા નથી આવ્યા. પણ તમને ધરમાદો દેવાજ આવ્યા છે. છતાં રતનાએ ને બૈરીએ પોતાને હાથે તો કાંઈ ઉતાર્યું જ નહિ. ગામ લોકોએ ગાડાની ચીજો ઉપાડી ઉપાડીને એના ઘરમાં મૂકી.

બે ત્રણ દિવસ સુધી તો રતનાને એ ચોરીનો માલ હોય એવું લાગ્યા કર્યું, વાપરવાની હિંમત ચાલી નહિ, પછી છાનાંમાંના છોકરાંને ખવરાવતાં થયાં, ને લાંબે દહાડે પોતાને માટે વાપરવાની હિંમત આવી; છતાં હૃદયમાં ઉપકારનો ભાવ તો હજુ ઊગ્યો જ નહોતો. ચોરીનું વાપરતાં હોય એવો ભાવ એમને પકડી બેઠો.

આ રતના ખેડુના ઘરની સામે એક ધર્મશાળા હતી. તેની મેડીની બારીએ એક કન્યા ઊભી હતી. આગલી સાંજે પણ ત્યાં ઊભી હતી. એને હસવું આવતું હતું. કાલે આ કુટુંબને જે લૂંટી ગયો હતો. તે પોતાનું વેવિશાળ કરેલો ડમરાળવાળો સુમનચંદ હતો અને આજે પાછો જે મદદ કાલવે છે તે એનો જ બાપ છે! કેગળી ગામની હેમાણી કન્યા જ્યારે આ ધર્મશાળાના મકાનમાં રાતવાસો રહીને પોતાના પિતરાઈ ભાઈ અને ભાભીની જોડે ગાડામાં બેઠી ત્યારે એને એના ભાઈએ આ બધી બાબતનો સ્ફોટ કર્યો. વિમળા હજુ સોળેક વર્ષની હતી; લાંબો વિચાર કરી શકતી નહોતી. પણ પોતે જે બે દશ્યો નજરો નજર દીઠાં એમાં એનું મન અટવાઈ ગયું. એણે ભાવી સસરાને સાધુ જેવા વેશે જોતાં પહેલી પળે તો અણગમો અનુભવ્યો હતો. પોતાને બે વર્ષ પછી કોને ઘેર જવાનું હતું? કસાઈને ઘેર કે વેરાગીને ઘેર? એટલા સાદા તરંગ પર એની હૈયા-નાવડી અફળાતી હતી ત્યારે ધર્મશાળામાંથી ઊપડેલું ગાડું પાદરમાં બરાબર પેલા વેરાગી ડમરાળાવાળાના ગાડાની લગોલગ આવી ગયું. દલભાઈના ગાડાના બળદ અવેડે પાણી પીતા હતા અને પોતે કૂવાના થાળા પર બેસી કોગળા કરતા હતા.

'કયા ગામનું ગાડું?' દલભાઈએ તો સહજ જ પૂછ્યું. એની નજર ગાડાના બળદના કાંધ પર લાગી ગઈ હતી. બેઉ બળદોને કાગડાએ ઠોલ્યા હતા. ધોંસરું લોહીમાં રગદોળાતું હતું. પોતાને જવાબ વાળનાર ગાડાખેડુને એણે

કહ્યું : 'આમ તો જો. આને જીભ હોય તો ? આ ધોરી તને શું કહે ? હેં માધવાનળ !'

જુવાન ખેડુ—પોતે માધવાનળ એવા ઇશ્કીના નામે સંબોધાતાં અને બળદોની દશાનો ટોણો સાંભળતાં શરમાઈ ગયો, તેટલામાં અંદર બેઠેલાં ત્રણ જણાંમાંનો જુવાન વણિક નીચે ઊતર્યો અને દલભાને 'જેગોપાળ' કહી પોતાની ઓળખાણ આપવા લાગ્યો.

'ઓહો ! હેમાણી !' દલભા પોતાના વેવાઈના સગા મોટાભાઈના પુત્રને મળતાં બોલી ઊઠ્યા : 'આંહી ક્યાંથી ? શીદ જાવ છો ?'

'કૃપાળાવ, મારી છેડાછોડી છોડવા. વિમળા પણ મારી જોડે છે.' એમ કહીને એણે પીઠ ફેરવીને બેસી ગયેલી બહેન પ્રત્યે નજર ચીંધાડી.

પોતાના ભાવી પુત્રવધૂને પલભર નિહાળવા ઉપરાંત વધુ કશો રસ બતાવ્યા વિના દલભાઈ વળી પાછા ગાડાખેડુ સાથે વાતે વળગ્યા : 'પશુ છે, મૂંગા છે, ફિનાઈલનું પોતું ફેરવિયે, તમારા ખેડુના તો કંધોતર કહેવાય, કમાઉ દીકરા કહેવાય. કોસનાં પૈડાંને ને ગરેડીને તેલ ઊંધિયે. કિચૂડ કિચૂડ બોલે ત્યારે મજા ન લેવાય. ત્યારે તો એમ જાણિયે કે ધોરીને દ્પાણથ વધારે પડે છે.'

એવું એવું કહી, પોતે ડમરાળાને પંથે પડ્યા, અને વિમળાને એક નવી જ સમસ્યા સોંપતા ગયા; સસરાને શું હું અણગમતી હઈશ ?

૫

# ધર્મસ્થાનકો

રૂપાવાવના મહંતની ગાદી પર કાળી ઘાટી દાઢી-મૂછવાળો એક જુવાન છેલ્લાં બેએક વર્ષોથી બેઠો હતો અને આ પંથકમાં ત્યારથી બહારવટિયા લૂંટારાને માટે રૂપાવાવ માના પેટ જેવું બન્યું હતું. આ પ્રદેશમાં છૂટી છૂટી ત્રણ મોટી જગ્યા હતી : એક ભીમગદાની જગ્યા, બીજી દેવપીપળની જગ્યા, અને ત્રીજી રૂપાવાવની. ભીમગદાની એક લાખ જેટલી આમદાનીના માલિક ભેરવગરજી નામના મહંત ભાંગ, ગાંજો, દારૂ અને કામિનીમાં ગળા સુધી ગરકાવ હતા, અને એના શરીરે પૂર્ણ પંઢત્વ પ્રાપ્ત કરી કાઢ્યા પછી એણે ત્રીજી વાર લગ્ન કર્યું હતું. દેવપીપળના મહંત દૂધાધારી તરીકે પંદરેક વર્ષ પુજાયા પછી એક આહિરે એનું ખૂન કરી પછી ઘેર જઈ પોતાની સ્ત્રીનું નાક છેક કપાળના ભાગથી તે હોઠ સુધી વાઢી નાખ્યું હતું એટલે એ બે બનાવોનો તાળો મળી રહેતો હતો. આખા પ્રદેશમાં જેના રૂપનો જોટો નહોતો જડતો એવી એ આહિરાણીને આ શિક્ષા આપતી વેળા

ધણીએ કહ્યું હતું કે હવે વલ્યાત લગીનાં દાગતરખાનામાં ફરી વળજે, રાંડ, તારે કપાળે ય ચામડી રહેવા દઉં તો દાગતર નાક સાંધી શકે ને ! – તે પછી દેવપીપળ ઉપર જપ્તી વહીવટ ચાલતો. અને ત્રીજી આ રૂપાવાવની જગ્યાના દેવતાઈ સતનો તો એવો પ્રચાર ચાલુ હતો કે છેક મુંબઈ મદ્રાસમાં રહેતા આ પ્રદેશના વેપારીઓ તરફથી સાકર ચોખા અને તુરદાળનાં નનામાં વેગન પછી વેગન આવતાં ચાલુ રહેતાં. અને તેમાંથી મેડીઓ પછી મેડીઓનાં મકાન ઉમે-રાયે જ જતાં હતાં, જગ્યાની મહેમાનીનો કોઈ જોટો નહોતો: મહેમાન ગમે તે હો, કોઈ પૂછતું નહિ કે તું ક્યાંનો છે ને કેટલા દિવસથી આવ્યો છે ને હવે તારે જવું છે કે નહિ. મહેમાન ગમે તેટલા હો, ચૂલ્હો ઉપર રસોઈનાં રંગાડાં શીકળ્યા જ કરતાં. એ હતી ફક્કડની જગ્યા, એટલે મહંતાઈ એક અગર બીજા ચેલામાં ઊતરતી. રાજના અમલદારોને જે વધુમાં વધુ ‘ આચમન ’ ચખાડી શકતો તે ચેલો મહં-તાઈ પામતો.

‘ આચમન ’ આપવાની બાબતમાં રૂપાવાવના મહંત અને ડમરાળાના શેઠ પુત્ર સુમનચંદ્ર વચ્ચે હમેશાં તીવ્ર હરીફાઈ ચાલુ રહેતી. બંદૂક રિવોલ્વરના પરવાના મેળવવામાં પણ બન્નેની અરજીઓ પોલીસખાતે હોડ કરતી અને બંને જણા વચ્ચે એક વિશેષ સમાનતા હતી : બેમાંથી એકે ય જણ જાતે હથિયાર ઝાલતો નહિ; એ જુમ્મેદારી તેઓ પોતાના પગારદાર માણસોને જ સોંપતા. બંને વચ્ચે સારી ભાઈબંધી હતી. સુમનચંદ્ર આવે ત્યારે મહંત ભેટી પડતા.

એઉ મળે ત્યારે નવાં વસાવેલાં હથિયારોની સ્પર્ધા ભારી રોનક સાથે ચાલતી.

રણુથળીથી પાછા આવેલ પિતાએ, પુત્રની સાથે વાત ન કરવાની પોતાની કાયમી આદતમાં એ દિવસે એક અપવાદ-રૂપે સુમનને મેડીએ બોલાવીને ફક્ત આટલું જ કહ્યું: 'તારી કોઈ પણ બાબતમાં હું માથું મારતો નથી; મારે તને કાંઈ કહેવાનું નથી; તું ને ભા જે કરતા હો તે કર્યા કરો; પણ પારકી જણીને વાટ જોતી બેસારી રાખવામાં મોટું પાતક છે. તારો જે કાંઈ નિર્ણય હોય તે જણાવી આવ.' એમ કહી રૂપાવાવ ગયેલાં ફેરાળીનાં ત્રણ જાનાળુ-ઓના સમાચાર દીધા.

'ભલે.' એટલું જ બોલીને પુત્ર ઊઠ્યો ત્યારે પિતાએ છેલ્લી એક વાત કહી નાખી : 'નરસી મે'તાએ, જગડુશાએ, એવા એક બેએ ભગવાન જ્યારે તુષ્ટમાન થયા ત્યારે વરદાન માગ્યું હતું કે હે નાથ, અમને નિર્વંશ દેજો. હું એ જ માગું છું.'

સાંભળી લઈને નીચે ઊતરી ગયેલ સુમનચંદ્રે ઘોડે પલાણ મંડાવ્યું. બીજે ઘોડે એણે નવો રાખેલ ગરાસિયો રક્ષક ભૂપતસંગને સાથે લીધો. તાજી જ ખરીદેલી બે જોટાળી નવીનકોર બંદૂક અને કારતૂસનો પટો એણે ભૂપતસંગને ધારણ કરાવ્યાં. ભૂપતસંગ એક કદાવર અને અડીખમ દેખાવનો, કરડી આંખોવાળો કાંટિયો હતો. કોઈ પણ જોનારને એ 'એક હજારાં' જેવો લાગે.

રસ્તામાં સુમનચંદ્રે મન સાથે વાતો કરી લીધી.

રૂપાવાવ જઈને એણે વિમળાની તરફ તિરછી નજર નાખી જોઈ એના હૃદયમાં એક છૂપી મજા મચી ગઈ. વિમળાનું બદન ભરાયું હતું. ખૂબ હૃષ્ટપુષ્ટ બની ગઈ હતી. વૈશાખના તાપ કોઈ નાજુક, ફૂલે લચી પડતી વેલડીને સળગાવી નાખવામાં જે આનંદ અનુભવે છે તેવો આનંદ સુમનચંદ્રના મનનો હતો. છો સળગી જતી! આજે હવે ન તો છોડું કે ન પરણું. પૂરી દાઝ કાઢીને રઝળાવું. કારણ? કારણ કે એક જ વર્ષ પર સુમનને એક લાંબી માંદગી આવી હતી. માંદગી દસ મહિના ચાલી. પોતે હાડકાંનું માળખું જ બની ગયો હતો. એ વખતે એનો બાપ સગપણ તોડવા ઊઠ્યો હતો. સુમનચંદ્ર માંદગીમાંથી બેઠો થવાનો જ નથી અને થાય તોપણ જમાઈનું શરીર લગ્નને લાયક થવાનું જ નહિ, એટલે સુધી કહીને ગોપાળ દાદાની છબ ઝાલીને એણે ફારગતી મેળવી હતી. પણ એ બચ્ચાને અમારી મેલી દીધેલીનો બાંય પકડનાર કોઇ મળ્યું નહિ એટલે જ બેઠો રહ્યો. જો હવે એને અમારો સ્વાદ ફરી લાગ્યો છે. હવે તો હું નથી એની છાંટ પણ લેવાનો કે નથી એ છોકરીનો છૂટકો કરવાનો.

એવું ચિંતવતાં ચિંતવતાં એણે પોતાના શરીરની ને વિમળાના શરીરની મનથી સરખામણી કરી લીધી ને ફરીથી મનમાં ઉચ્ચાર્યું: 'એનું જોબન સળગાવીશ, ને સળગતું જોયા કરીશ.'

વિમળાના ભાઈની સાથે બેસીને તેણે વાત કરી:

'તમારા કાકા વારે વારે લગન કરવાના કાગળ લખે છે, પણ મારે શરીરે હજી પૂરી નરવાઈ નથી આવી. હજી મને ઝીણો તાવ રહ્યા કરે છે. કોઈ કોઈ વાર બળખામાં લોહીના દોરા—બહુ નહિ પણ સે'જ દેખાય છે. એ હશે તો અમસ્થા, તાવ પણ હોય છે તો સળેખમ શરદીનો, કે પછી તજાગરમીનોઃ મૂળ દરદ તો નથી, પણ હવે આટલું ખમ્યા તો પછી એકાદ વરસ વધુ ખમી જાવ. તેમ છતાં બીજું કોઈ ઠેકાણું જડી જતું હોય તો અમારી ના નથી. અમે તો રાજી છિયે. તો અમારાં હોય એટલાં લૂગડાં ઘરેણાં પાછાં દઈ મેલજો, ને ખુશીથી શુભ અવસર ઉકેલી લેજો. બાકી મારું શરીર પૂરું વળતાં તો હજી વાર લાગશે.'

જગ્યાની ધર્મશાળાની પરશાળને એક ખૂણે, જ્યાં આ વાર્તાલાપ ચાલતો હતો ત્યાંથી વિમળા જરા પણ દૂર નહોતી. ને થોડી બહેરી હોત તો સુમનચંદ્ર એટલા પ્રમાણમાં અવાજ વધારત, કારણ કે હેતુ તો હતો એનું ભરજોબન સળગાવી મૂકવાનો.

ને વિમળા સળગી પણ ખરી, કારણ કે સુમનચંદ્રે વર્ણવેલી નબળી તાસીરનું એકેય ચિહ્ન એના નખથી શિખ લગી વિમળાની નજરે ન પડયું. અને બીજે લગ્ન કરી નાખવા વિશેની સલાહ પણ બળતામાં ઘી હોમવા જેવી બની. સુમનચંદ્રે એને પોતાની આંખોને ત્રાજવે તોળી પણ જોઈ. વજનમાં મોટો ઘટાડો કળાઈ આવ્યો.

ગાડું રૂપાવાવથી રણથળી તરફ પાછું ચાલી નીકળ્યું અને સુમનચંદ્ર મહંત સાહેબની હેતભરી મહેમાની માણતા

સાંઝ સુધી રોકાયો. એને રોકી રાખીને મહંતે પોતાની દર-બારગઢ જેવી જગ્યાના એક ઓરડામાં જઈ એક ઊંઘતા આદમીને ઉઠાડયો: 'ગીગા વરૂ! જાવ. ડમરાળાને રસ્તે વાટ જુઓ. હું દી આથમ્યા અગાઉ નીકળવા નહિ દઉં.'

સૂર્યાસ્ત પછી સુમનચંદ્રે અને એના રક્ષક ભૂપતસંગે ઘોડાં હાંકયાં. અંધારાનો પડદો આછો મટી ઘાટો રંગ ધારણ કરતો જતો હતો તે વખતે ઘોડાં નકટીની નેળ્ય નામના ઊંડા મારગને કાંઠે આવી પહોંચ્યાં અને કાંઠાના ખેતરમાંથી 'હુ-ઉ-ઉ!' એવો એક ખોંખારો સંભળાણો,–ખોંખારો ઓળખાઈ ગયો. ગીગો વરૂ નામે જુવાન 'જેતા મામા' નામે આપણને જાણીતા બ્હાર(વ)ટિયાને કાઢીને ઘેર ડમરાળે વારંવાર રહ્યો હતો. સુમનચંદ્ર સાવચ બન્યો- સામેથી કરડો સવાલ આવ્યો: 'કોણ છે ઇ?'

'ઓહો! કોણ ગીગાભાઈ?' સુમનચંદ્રે નરમાશથી સામી હાક દીધી.

'હા, કેમ અટાણે અસુરા?'

'આ.........જરા બાનબાપુ પાસે મોડું થઈ ગયું.'

પાસે આવીને ગીગો વરૂ ઊભો રહ્યો. આડીઅવળી વાતો કરવા લાગ્યો. અને ભૂપતસંગના હાથમાં બંદૂક એને દેખાણી, એટલે એણે કહ્યું: 'ઓહો, નવી લીધી! જોટાળી! જોવી જોયી!'

એમ કહીને એણે હાથ લંબાવતાં તો ભૂપતસંગે કોઈ કળ દેવાની પૂતળી હોય એવી યંત્રવત્ રીતે પોતાની બાંસેની બંદૂક ગીગાના હાથમાં આપી.

'ઓહો !' બંદૂકને ઝીણી નજરે નિહાળતો, પંપાળતો, બેઉ હાથમાં રમાડતો, ગીગો બોલવા લાગ્યો : 'નામી છે ને શું ! કેટલાની મળી ? કેટલા કદમ ગોળી જાય છે ?' બોલતાં બોલતાં એણે ઘોડો ચડાવ્યો ને ઉતાર્યો. ખંભે લગાડીને તાક લીધી. અને જાણે એ પોતાની જ હોય તેવી બધી ચેષ્ટાઓ કરવા લાગ્યો.

સુમનચંદ્ર પણ દરેક પ્રશ્નના સરખા જવાબ આપતો ગયો. એની છટામાં ક્યાંય થોથવાવા જેવું નહોતું. એણે જેતા મામાનાં ઘરવાળાં કાઠિયાણી બાઈના સમાચાર પૂછ્યા. 'માકબાઈ બેન ક્યાં છે ? શું કરે છે ? દીકરો માણસુર કેવડોક થયો છે ?

'તમારા જેવડું કાઠું કર્યું છે માણસુરે તો. બરાબર જેતા ખાચરની જ અણસાર, અને ઇવડો ઇ જ ઢાળો. જાણે એના બાપની જ છબી.'

સુમનચંદ્ર મનમાં ને મનમાં હસ્યો. માકબાઈને માણસુર ડમરાળા છોડી ગયા પછી પાંચાળમાં જન્મ્યો હતો. અને જેતો મામો કોઈ દિન પાછા માકબાઈને મળ્યા સાંભળ્યા નહોતા. ખેર ! એ સંધ્યાના અંધકારમાં એના હોઠનો આછો મલકાટ ગીગાની નજરે ચડ્યો નહિ.

'ત્યારે હવે આંહી લાવોને માદીકરાને.' સુમનચંદ્રે કહ્યું.

'એ માટે જ અમે દાખડો કરીએ છિયેને, શેઠ !' ગીગાએ વ્યંગમાં જવાબ વાળ્યો.

'એ બધો દાખડો મૂકી દો, ગીગાભાઈ, એમાં કાંઈ માલ નથી.'

'અમે કાઠી છિયે, હો શેઠ?'

'તો હું ય કાઠીનો ભાણેજ છું ને ગીગાભાઈ!' હું કાઠીની ધરતીમાં જ આળોટયો છું.' સુમનચંદ્રના એ શબ્દો ગીગાનાં ગાત્ર ઢીલાં કરનારા હતા. એનો જમણો હાથ ગજવામાં હતો. ગીગાને ખબર હતી કે ગજવામાં એ હાથનો પંજો નાની એવી ઓટોમેટિક પિસ્તોલના હાથા પર જ હતો. અને ગીગાના હાથમાં શેઠની જે બંદૂક હતી તેના પર કેપ પણ ચડાવેલો હતો, છતાં આ બંદૂક અને પેલી પિસ્તોલ વચ્ચે જો હરીફાઈ થાય તો વહેલો ભડાકો કઈ કરશે એની પણ ચબરાક ગીગાએ ગણતરી કરી. સુમનચંદ્રે ગીગાને મૂંઝાઈ રહેલો જોઈને લાગ લીધો: 'એમાં મુંઝાઈ શું રહ્યા છો?'

ગીગાએ ચમકીને પૂછયું: 'કોણ–હું? નારે ના. એવું કાંઈ નથી.'

'તો પછી માણસુર ભાઈને આંહી લાવો. બધું ઠેકાણે પાડી દઈએ.'

'પણ મા–દીકરાને મેળ નથી.'

'તમ જેવા પડખે ચડો પછી તો એમ જ થાય ના! બાકી બીજા ચીંથરાં ફાડવાં મૂકી દો, ગીગા વરુ! ને આંહી લઈ આવો, તમે એનો વહીવટ કરો. જમીન તો મા દીકરો આવે એટલે તુરત સોંપી દેવી છે. એમાં કાંઈ ફેર નથી. પાંચ વરસ બાકી છે તે ય હું જતાં કરી દઉં. પણ બારવટું ખેડવું

હશે તો આપણે બા'ય જુવાન છિયે, તમે મને કે હું તમને આંટી દેશું તો પણ લેખે લાગી જશું. આપણે કયાં ખાટલે પડયા છિયે!'

'પણ ભા માનશે?'

'ભાને હા ભણાવવી એ તો મારા હાથમાં છે. ભાની ફિકર કરો મા. ભાનું બા'નું પણ આપો મા.'

'ઠીક, જોઉં છું.'

'હા, જુઓ. મારે ઉતાવળ થોડી છે! પણ એ છોકરાનો જન્મારો બગડે છે. તે સિવાય કોઈ પણ કારણ નથી. આપણે એને તો પાછું સુખ છે ના?'

'શેનું?'

'ચૂડી કરમનું.'

'હા!' ગીગો હસ્યો :

'ઈ એમાંથી કોઈની વાંસે તો કોક ને કોક થોડાં આંસુડાં પાડનારી હોય.'

'ના રે ના,' એમ કહીને ગીગો ફૂલમાં આવી ગયો. એને આ પોતાની પ્રશંસા લાગી: 'કો...ણ નવરું છે!'

'અરે કોઈક કણબણ, કોઈક કુંભારણ, ને કોઈક ઢેઢડી પણ ખરી.'

'હવે રાખોને, ભાઈસા'બ!' ગીગો ફૂલીને ઢોલ થયો. અને શરમણો પણ ખરો. એણે બંદૂક પાછી ભૂતસંગના હાથમાં દીધી અને રામરામ કર્યા.

'એ રા...મ! આવજો ત્યારે વેળાસર મણુમુરભાઈને લઈને!' એમ કહીને સુમનચંદ્રે નગમાં ઘોડો હંકાર્યો. ગીમાના ખોંખારાએ પાછળનો વગડો ગજવી મૂક્યો.

રસ્તે તો એને કંઈ થયું નહિ. અંધરી રાત અને અશ્વ પરની રાંગ એને રોમે રોમે વિક્રમ સીંચી રહી હતી. પણ ઘેર પહોંચીને ઘોડેથી ઊતર્યા પછી એની કાયા કબજે ન રહી. એ થર થર ધ્રૂજી ઊઠયો. ગજવામાંથી હાથને આખી વાટે બહાર કાઢવાનું એને ભાન જ નહોતું રહ્યું, એ હવે એણે બહાર કાઢયો ત્યારે જ એણે જોયું કે હાથમાં કે ગજવામાં કશું નહોતું. પિસ્તોલ એણે એ દિવસે સાથે લીનો નહોતી. ગજવામાં પિસ્તોલ પડી છે, પિસ્તોલની ચેમ્બરમાં છ યે છ કારતૂસ ભર્યા છે, જે એની ટેસી પણ પોતે ઉઘાડી નાખીને પંજામાં તૈયાર રાખી છે, એવા વિભ્રમમાં ને વિભ્રમમાં જ એણે ગીગા જેવા દૈત્ય ડાકુનો સામનો કર્યો હતો. એનાં શરીરને સ્વસ્થ બનતાં ઘણી વાર લાગી. એ પછી એણે પહેલું જ કામ ભૂપતસંગને બોલાવવાનું કર્યું. એના હાથમાં એક મહિનાનો વધુ પગાર મૂકીને કહ્યું કે 'કાલે સવારે તમે ચાલ્યા જજો. આ વાત આપણા બે સિવાય ત્રીજું કોઈ જાણવા પામશે નહિ, કારણ કે જો જાણે તો તમને કોઈ ઉંબરે ઊભા રહેવા નહિ આપે. તમે શું વિચારીને બંદૂક એક અજાણ્યા માણસના હાથમાં આપી દીધી? તમારો તો બદ ધંધો નહોતો. તમે બહાદુર પણ હશો, પણ એકલી બહાદુરીમાં શું બળ્યું છે! જાવ, ભાઈ, બીજે રોટલો રળી ખાજો; પણ હવેથી બંદૂક ન બાંધતાં.'

૬

# ચક્રનો પહેલો આંટો

**આજ** શેઠ-નંદન સુમનચંદ્ર એક દિવસ પોતાના ગામ નજીકના સ્ટેશને એક પેટી અને બિસ્તર સાથે આવીને ઊભો રહ્યો.

એને વળાવવા આવેલા મોટા ટોળામાં માત્ર બે મનુષ્ય નહોતા: દાદા ગોપાળભા અને પિતા દલભાઈ. એ બેઉ થોડા મહિના પર માનવ-જીવનના છેલ્લામાં છેલ્લા સ્ટેશનની ટિકિટો કઢાવીને પ્રયાણ કરી ગયા હતા.

ટોળાની દિદાર પર ઝાંખપની રાખ વળી ગઈ હતી. એની વચ્ચે સુમનચંદ્ર ચળકતે ચહેરે પાન ચાવતો, ને સ્મિત કરતો ઊભો હતો: જેમ જાણે કરજદાર ખેડુતને ઘેર જપ્તી કરવા ચાલ્યો હોય!

'મે પાક્યો છે, માટે વાડીમાં કોસ ઝટ જોડાવી દેજો, હો કે શવદાસ!' પોતાના આગલા ખેડુતને એ સૂચના દેતો હતો; 'નીકર મેનાં પાણીની ગરમી પોચૈયાંને જોર કરવા

નહિ વે. ભૂલતા નહિ, અને ચોમાસું દેખીને વધુ પડતી જમીન વાવતા નહિ; નીકર પછી આજ મોટી બથ ભરીને પાછળથી પસ્તાશો. આજ કૂવામાં પાણી ચડ્યાં છે તે કાંઈ અશ્લેખ નખતરનાં નથી, કે ટકી રે.'

'પાછા કેદીક વળશો, ભાઈ?' એક જણે પૂછ્યું. એની આંખો પલળતી હતી.

'જન્મારો તો થોડો જ બેઠા રહીશ?' એટલું કહેતે કહેતે સુમનચંદ્રે હોઠ પર બે આંગળીઓ ગોઠવીને વચ્ચેથી પાનપટીના રાતાચોળ રસની પિચકારી ઉડાડી અને ગળું ઓખારી સોપારીના ચાવણને ગળા નીચે ઉતાર્યું.

'પણ આશરે?'

'અરે, ખોટા રૂપિયાની જેમ આવ્યો સમજો.'

એ પછી એણે સ્ત્રીઓના ઘેરા પાસે જઈ, હસી હસી કોઈનું શ્રીફળ લીધું ને કોઈના હાથનો કંકુ–ચાંદલો સ્વીકારવા કપાળ ધરી પોતાનું ઊંચું માથું નીચું કર્યું.

નીચે નમવાને કદી ન ટેવાયેલ એ મસ્તકની ઝૂકવાની છટા પર લોકો તાક્યા વગર રહી શકયા નહિ. એ છટામાં ડમરાળાનાં છેલ્લાં વીશ વર્ષોમાં ભાત પાડનારી નવીનતા હતી.

ટચાક ટચાક ટચાક : ચાંદલો કરીને ચોખા ચોડનારી સ્ત્રીના હાથમાંથી, દૂખણાં લેતાં ટચાકા ફૂટયા.

'અરે ભાભી!' સુમનચંદ્રે એ ચાંદલો કરનાર કુમારિકાની નજીક નયનો લૂછતી એ કન્યાની વિધવા માતાને

ઘણું નીચે નમી કહ્યું : ' તમે તો લપાઈને ઊભાં છો ! મારે કેટલી ભલામણ કરવી હતી ! જુઓ, ઉતાવળાં થશો નહિ. હું ટબલીની વાત નહિ ભૂલું. અરે ભૂલ્યો—ટબલી કહેવાનો મહાવરો યાદ આવી ગયો. ટબલી નહિ, સુલોચનાદેવી; ખરું ને ટબલી ?'

કાકાના એ વિનોદ–વાકયે ટબલી હુલામણું સુલોચના નામની મૂએલા પિતરાઈ ભાઈની યુવાન પુત્રીના ગાલ પર ગલ પાડ્યાં.

છેલ્લે છેલ્લે ચાર પાંચ ડોસલા દૂર શરમિંદે મોંએ ઊભા હતા તેઓની પાસે પોતે જઈ હાથ મિલાવ્યા.

' ભાઈ ! ' એક ડોસાએ નરમ સ્વરે કહ્યું; ' બધુ અવળું બની ગયું, પણ અમે એમાં ન'તા હો ! ખાતરી રાખજો. પારકાએ આવી વખ રેડયાં આપણામાં. '

' બોલો મા, બોલો મા રૂખડ દાદા;' સુમને ખૂબ દાંત કાઢીને ડોસાની પીઠ થાબડી; ' વખ તે વળી કેવાનાં ! છૂટકો પતી ગયો આ તો.'

' સૂરજ ડાડો સાખિયો છે, શેઠ ! ને આ મોંમાં હજી દાતણ નથી નાખ્યાં,' બીજાએ લાંબા હાથ કરી ઊગતો ભાણ ડુંગરાની ગાળીમાં દેખાડયો; ઉમેર્યું : ' અમારે દાયરે તો ઈ પાંચાળવાળાઓનાં ખોરડાં હારે કાલ અચેયો લઈ લીધો. ને તારા ભગત જેવા બાપનું ઢીમ ઢાળી દેનારની તો ઠાકરે જ ઠીક દશા કરી.'

' એવું કશું સંભારવું નહિ, વાજસૂર ભૈજી.'

પણ બીજાને જેની ના પાડી તે પોતાનાથી જ ન બની શક્યું. એની દૃષ્ટિ દૂરથી પોતાનાં મકાનના એક ગોખ પર પડી.

હજુ પણ જાણે પિતા ત્યાં બેઠા બેઠા બંદૂક ચલાવી રહ્યા છે, ને બહારથી સનનાટ કરતી ગોળીઓની ઝીંકમાં નહાઈ રહ્યા છે.

ટ્રેન આવી, અને 'હાશ!' એવા શબ્દ સાથે શ્વાસ વિરામતો એ ટ્રેનમાં ચડ્યો. બારીમાં બેઠે બેઠે ફરી એક વાર પાનની પિચકારી ઉડાડી અને સામે ઊભેલા સાત આઠ ગામડિયા વાણિયાઓને બાજૂએ બોલાવી છેલ્લી ભલામણ કરી: 'હું તો છૂટ્યો છું. તમે નાહક બંધાઈ રે'તા નહિ. ચોપડા કોક આવીને બાળે તેના કરતાં જાતે સળગાવીને જ હાથ ઠારજો. બાકી હવે તો પા શેર મોરસનો પણ વકરો કરવાની આશા છોડી દેજો. તમારાં વાળ્યાં તમારી પાસે લણાવશે ને લઈ જાશે.'

'તું સાચું કે'છ, ભાઈ!' ત્રીકમજી કાકાએ ઢીલી પોચી પાઘડી ઢાંકેલો દશશેરિયો તોલો હલાવ્યો એટલે પાઘડીના આંટા ઊખળીને એના ગળામાં પડ્યા. રૂપાના કંદોરામાં છૂટી પડેલી ધોતલીનો પાટલો છેડો, ઘોડાનો તંગ તાણે એવી અદાથી ખેંચીને રાયચંદ ફુઆએ પાછળ ઘાલતાં કહ્યું: 'વાજબી કે'છ તું, ભાઈ!'

છેલ્લી વાર જોતો હોય એવી નજરે સુમનચંદ્રે પોતાના દરબારગઢ જેવા ઘરને જોઈ લીધું. આંગણે ચાટી લીધેલ એ

મેડીના કાળા કોટવાળા ને રવેશ નિહાળી લીધા. ને એ બારી દીઠી કે જ્યાં બેઠા બેઠા પિતા ડાકુઓ પર બંદૂક ચલાવતા ચલાવતા કાળની પિછોડીમાં લપેટાઈ ગયા હતા.

ગાય ખાધેલું વાગોળે તેમ સુમને ગઈ ગુજરી સંભારી:—

એ જ પિતા દલભાઈ, જેણે ઝીણું જંતુ અને કૂણાં ઘાસનું પે જતન કર્યું હતું, તેણે છેવટે બંદૂક ઉપાડી ખંભે ધારણ કરી હતી: અને પુત્રને પણ બીજી બંદૂક લેવરાવી હતી.

કાઠી ગીગોભાઈ દફેરોને લઈને આવ્યો હતો, શેઠની જમીનનાં વાવેતર અટકાવ્યાં હતાં. રાજ્યના તંત્ર પર નવા આવેલ બ્રાહ્મણ કારભારીએ વણિકોનાં નિકંદનની નીતિ અખત્યાર કરી હતી. પહેલું જ નિશાન ગોપાળભાના ઉચ્છેદનનું તાક્યું હતું. મહેસૂલ અને પોલીસખાતાના ઉપરીપદે પણ બ્રાહ્મણોને બેસાર્યા હતા. ખાનગીમાં શપથ લીધા હતા કે વાણિયાને જેર કરવા છે. એ સંકલ્પની સિદ્ધિને સારુ કાઠી, દફેર, સંધી કે મકરાણા, સૌ કોઈનો ઉપયોગ એને ખપતો હતો.

સુમનચંદ્રે સ્ટેશનના પ્લેટફોર્મ પર ઊભા ઊભા યાદ કરી જોયું. કેટલી વાર પોતે નવા નવા ચોકીદારો લાવ્યો હતો, ને એ દરેક થોડા દિવસ રહી પોબાર ગણી ગયા હતા. રક્ષણ માટે પ્રતાપગઢના અધિકારીઓ પાસે જતો હતો, ત્યારે બબે કલાકે તો મુલાકાત મળતી, અને 'પધારો' શબ્દને સ્થાને 'જુઓને, મિસ્તર! તમે ન્યાય ખાતે જઈ ફરિયાદી કરો.' એવા શબ્દો સાંભળી પાછો વળતો.

દાદાને જો એણે આ વાતો કહી હોત તો દાદાની છાતી જ બેસી જાત. ઘણા મહિના સુધી ગોપાળભાને એણે છેતર્યા હતા. ઘોડે ચડીને પાંચ ગાઉ પ્રતાપગઢ જતો આવતો તેટલો પ્રવાસ પણ સલામતીભર્યો નહોતો: દુશ્મનોના ભેટા થયા હતા; ઉજળો મોરો રાખીને પાર થઈ આવતો ને દાદા પાસે આવી જૂઠું બોલતો : 'રાજ્યે પાકો બંદોબસ્ત કરી આપ્યો છે, દાદા !'

ઉદ્દેશ એક જ હતો : દાદાને આબરૂભેર સદાની વિદાય દેવી હતી. પછી પોતાને છટકી જવું હતું. રતનાને ઘેર કરેલી જમી ભુલાઈ નહોતી.

'શાબાશ !' માંદગીની પથારીએ પડેલું દાદાના કલેવરનું બોખું જોર કરી બેઠું થયું હતું અને પૌત્રને કહેલું હતું : 'જેટલી સિલક છે તે તમામ કોથળિયું ખાલી કરી નાખજે, બધાંનાં ગલોફાં રૂપિયે ઠાંસી દેજે. પણ વટ મેલતો નહિ.'

સીમમાં ગોળીબાર સંભળાતા, દાદા પૂછતા કે 'શું છે આ બધું ?'

'રાજે મૂકેલા આપણા ચોકિયાત છે.'

'હાંઉ ત્યારે.'

પણ આ છેતરપીંડી સુમનથી વધારે વાર ચાલુ રાખી શકાઈ નહોતી. એક રાતે ડેલીનાં મજબૂત કમાડ પર કુહાડા પડયા, ને ભરમ ભાંગી ગયો.

'મને મૂરખ બનાવછ, એલા !' કહેતા દાદા ઊઠ્યા હતા. અને જીવનમાં પહેલી જ વાર પૂછ્યું હતું : ક્યાં ગયો ભગત ?'

ભગત એટલે દીકરો દલભાઈ. પોતાની નિશાળી બંગલી પરથી દલભાઈ આવ્યા ત્યારે એના હાથમાં કંઈક હતું.

'એલા શું છે આ તારા હાથમાં ?' પિતાએ ઓલવાતી આંખો પર સામટું જોર લાવીને નિહાળવા યત્ન કર્યો, પણ દૃષ્ટિમાં કંઈ આવ્યું નહોતું.

'કહો, કેમ તેડાવ્યો ?'

'આ છોકરાને કહે.'

'શું કહું ?'

'જમીનવાળાઓ હારે પતાવટ કરે.'

'પતાવટ શેની ?'

'તેડાવો એ બધાને, ને આપણા ચોપડા દસ્તાવેજોનો આંહી ઢગલો કરો.

'પછી ?'

'દિવાસળી મેલો એ સૌનાં દેખતાં.'

'એ તો હું હમેશાં કહેતો આવ્યો છું.'

'બસ, તો પછી તારું કહેવું કબૂલ.'

'પણ આજ એ નથી કહેતો.'

'ત્યારે શું કહે છે ?'

'એ...આ કહું છું;' કહેતે કહેતે દલભાઈએ પોતાના હાથમાં જે ચીજ હતી તે પિતાની નજીક આણી, એના પર પિતાનો હાથ ફેરવાવ્યો.

'હેં! તું! તું આ......' પિતાનો સાદ ફાટી ગયો. 'તું બંદૂક લેછ? આજ ઊઠીને? ઠેકડી કરછ?'

દલભાઈએ હસીને કહ્યું : 'હવે પતાવટ? શેની પતાવટ? કરીને? જીવની બીકે?'

'પણ છોકરો અંટાઈ જશે ક્યાંક.'

'તો ધોળ્યો.'

બા અરધા બેઠા થઈ ગયા. પિતાપુત્ર વચ્ચે જવલ્લે જ બનતા વાર્તાલાપો માંહેનો આ એક હતો.

'ઓહો હો! આટલી બધી જ્ઞાનદષ્ટિ! ધર્માદો તો તું જ કરતો.'

'હા, પણ બીકે નથી કર્યો ધર્માદો.'

'આજ સુધી પતાવવાનું કહેનારો પોતે જ ઊઠીને આજ આ શું બોલે છે?'

'તમારું લોહી બોલે છે; કોઈ કાયર નથી બોલતો.'

'ખરો ભગત! દીકરાનો બોકડો કરાવવો છે!'

'ના, ના, બોકડો નહિ, શાદૂળો સિંહ. હવે ઊઠીને જો સુમન ખડ ખાશે તો જ બોકડો કહેવાશે. આજ સુધી હથિયાર બાંધીને ફરતો'તો, ભાડૂતી માણસોની ઓથે જીવતો'તો. અમલદારોને ઊભેગળે ખવરાવીને આબાદી રાખતો'તો, ને

હવે પતાવટ કરશે ? ડરીને ? આનો કોઠો આ સહન કરશે ? કોઠો લાજશે.'

ટ્રેન આવી, સુમન્ચંદ્ર ચડી ગયો, અને થોડા દિવસોમાં બની ગયેલો ઘણો ઘણો ઈતિહાસ દિલમાં ફરી ફરી ઉકેલતો એક બેઠક પર બારી પાસે બેસી રહ્યો:—

બારીએ બેઠેલ પિતાની ને ડાકુઓની બંદુકોની સામસામી તડાતડી ચાલતી હતી. સાધુપુરુષ દલભા વીંગાણું કરે છે એ સમાચારે ગામની વસ્તીને પણ ચાનક ચડાવી હતી. પ્રભાત વખતે રાજની નહિ પણ એજન્સીની સરકારી પોલીસ આવી પહોંચી હતી. તેમણે આવીને શેઠની મેડી નીચે પડેલાં બે શબ ઓળખ્યાં હતાં. જેને એજન્સી શોધતી હતી તે બે ડાકુઓ ઢળી ગયા હતા. અને એમને બેઉને સુવારી દેનાર દલભાઈનું જખ્મી શરીર, એજન્સીના ઉચકાવ્યા દોડ્યા આવેલા રાજના અમલદારોની સમક્ષ મરણ વખતનું એવું નિવેદન કરી રહ્યું હતું કે કોઈ પણ કાયદાની અદાલતમાં એને માન્ય ન રાખે:–

'હું ઝીણી જિવાતનું પણ જતન કરનાર છું; વણિક જેવી રાંક લોહીવાળી કોમનો માણસ છું. પણ મેં જુવાનીમાં બંદૂકને જાણી છે, ખૂબ જાણી ને ખેલાવી છે. અમારા પિતાનો ને પુત્રનો માર્ગ એ મારો માર્ગ નહોતો. હું વર્ષોથી જુદે પંથે પળેલો છું. એક તરફથી ખેડુતોને દબાવી બીજી તરફ અમલદારોથી દબાતાં ડરતાં ને એમની ખિદમત કરતાં જીવવાની નામરદાઈ મને પરવડતી નહોતી; પણ આ ડાકુઓથી ડરી જઈ મારા પુત્રને હિચકારાપણાનો માર્ગ લેતો

જોઉં એ પૂર્વે તો હું ફાંસી પર ખલાસ થઈ જવાનું પસંદ કરું. મેં તો જિંદગીને પેટ ભરીને માણી છે; મારે કોઈ અબળખા બાકી નથી રહી. હું તો મડું છું. મડાને વીજળીનો ભો હોય નહિ.

'ડાકુઓ એ મારે મન ડાકુ નથી, અણસમજુ છોકરાં છે. રાજ એનાં માવતર છે. માવતરે છોકરાંને સંભાળ્યાં, સાચવ્યાં કે માણસાઈને મારગે મૂકયાં નહિ; કુબુદ્ધિ આવું કરાવે છે. કુમાવતર હોય તે આવી કુમત્યમાં છોકરાંને સડવા દે છે.

'અમે ગામડાંના શાવકારો છીએ. અમારો તો નરકવાસ બેવડો ત્રેવડો છે. ચોપડા અમારી જેલો છે. એ જેલોમાં અમે ખેડૂતોને ને કાંટિયા વરણને કબજે રાખ્યાં છે; આ નરકવાસમાંથી અમને તો છોડાવો! વાણિયાનાં છોકરાં તમને દુવા દેશે. આ વ્યાજખોરી અને ગીરો માંડવાની શાવકારી એ તો ઇંદ્રના ઘરની અપ્સરાઓ છે; અમારાં તપને ચળાવે છે.

'પણ એ બધું બદમાશોના ડારા દાટીથી હું નહિ છોડું. જીવતો રહીશ તો બાકીના ચૌદનેય વીણી વીણીને ઠાર મારીશ. મેં ઘણી ઘણી રાત મેડે જાગતાં બેસીને ખેડૂતોનાં ઘરનાં બારણાં ઉપર એની બંદૂકોના ઠબકારા સાંભળ્યા છે. 'ઉઘાડ નીકર બાળી દઉં છું' એવા શબ્દો સાંભળ્યાં છે, બારણાં ઊઘડતાં સાંભળ્યાં છે, ઘરના ધણીઓને બહાર નીકળી ખાસડાં ઘસડતા સીમ તરફ ચાલ્યા જતા સાંભળ્યા છે. ઠેઠ સવારને પહોર નિરાંતે સૂઈ રહીને પછી

એ ધરામાંથી દારૂ-ગંધાના કાઠીઓને બજારે નીકળતા જોયા છે. હવે એ નહિ જોઈ રહું. ને અમારા ચોપડાના પણ ખડકલા નહિ જોઈ રહું. બેમાંથી એકેય બાબત નહિ જોઈ રહું. એ કાંટિયાઓને તો ગોળીએ દાબીશ ને ચોપડા ચૂલામાં ઓરીશ. બેય વાત કરીશ.'

પણ હવે વધુ કંઈ કરવાની એમને ઈશ્વરને ઘેરથી રજા નહોતી. પોતાની છેલ્લી ઘડી આવે એ પૂર્વે એણે પુત્રને કહ્યું: 'કહે દાદાને, ચોપડા કઢાવે.'

'અત્યારે?'

'પછી બુદ્ધિ ફરી બગડશે.'

ચોપડા આવ્યા, ઢગલો થયો.

'હવે મૂક તારે હાથે જ દીવાસળી.'

સુમનચંદ્રે આગ ચાંપી.

'બસ, જેગોપાળ સૌને.'

સુમન પાણીની ટોવલી લઈ પિતાના મોં પાસે દોડ્યો.

'ના, ના; મેં તો અન્નપાણીનો ત્યાગ કર્યો છે;' એમ કહીને એ હસ્યા, ને સુમનનો હાથ ઝાલી કહ્યું: 'ધરતી તો મા છે, એને ભાગવાય નહિ.'

એ શબ્દો અંતિમ હતા. બીજી કશી ભરભલામણ પિતાએ કરી નહિ.

થોડે દિવસે ઓપાળબાનો જીર્ણ દેહ પણ પડી ગયો.

બેંકના કારજ પર ઘણો મેટો મનખ્ખો મળ્યો હતો. એમાં મુખ્ય આવનારા, જેમની જેમની જમીન શેઠને ઘેર મંડાણમાં હતી તે કાઠીઓ હતા. એઓએ સુમનચંદ્રના પગ પકડીને કહ્યું: 'અમારો વાંક નહોતો, ભાઈ જુગાનિયા ને ખાટ-સવાદિયાનાં જ આ કરતૂક છે.'

'જેનાં હોય તેનાં, પણ આજથી તમારી જમીનોના તમે ધણી છો.'

'પણ હજી પાંચ પાંચ વરસ બાકી છે.'

'ના, અમે તો દસ્તાવેજને બાળી દીધાં છે.'

'ફરી કરી આપિયે.'

'ના રે! માંડ નરકમાંથી નીકળ્યો છું.'

આશ્ચર્ય ફેલાઈ ગયું હતું. ત્યારે તો એક સુમનચંદ્રની અંદર માયલો સુમનચંદ્ર ન્યારો ને નિરાળો જ હતો!

હું તો મારા દાદાનું મોત ન બગડે એટલા માટે બેઠો હતો એટલું ન થઈ શક્યું, દાદાને અમણા ગોતા ન વળાવી શક્યો, બાકી તો એકે ય ઓરતો રહ્યો નથી.

ઘીની ઝબકતી વાટકીમાં હું ઝેર જોતો હતો. સૂકા ટુકડામાં હવે સ્વાદ આવે છે.

કેવો મોકળો બન્યો!

પરંતુ આ રટણમાં ભંગ પડ્યો. ટ્રેનમાં કોઈક બોલ્યું: 'હવે આવશે કાળી.' એ શબ્દોએ સુમનચંદ્રને સજાગ કર્યો.

સસરાને તડ ને ફડ જવાબ દઈ દઉં, એટલે પછી સાવ છુટ્ટો...સાવ છુટ્ટો.

સ્ટેશને સસરા નહોતા, સાસુ પણ નહિ. સારું થયું.

ત્યાં તો ટ્રેનના પછવાડેના ભાગમાંથી એક ટૌકો આવ્યો : 'સુમનભાઈ!'

એ તરફ જ બેઠેલા સુમને નીચે નજર કરી. એક છોકરી, જેના હાથનાં કાંડા પર રૂપાની સફેદ બંગડીઓ હતી ને જેના કપાળમાં ચાંદલો નહોતો, ચણિયા પર છૂટી ઓઢણી ઓઢેલી, હાથે પગે મેંદી હતી, ને લાગતી હતી સોળેક વર્ષની, જેને જોતાં જ જાણ્યું કે લાગે છે મુસલમાન. અજાયબ બન્યો.

છોકરી હસતી હતી, તે પાછળ ફરી કોઈક બીજી છોકરીને કહેતી હતી : 'બોલ તો ખરી, શું કહેવું છે ?'

એ પાછળ ઊભેલી બીજી છોકરીએ આડબ જૂએ જોઈને સાડીના પાલવની કોર મોંમાં પકડી હતી. એ આ તરફ જોતી નહોતી.

ટ્રેનનું એન્જિન પાણી લેતું હતું. કેરાળી વૉટરિંગ સ્ટેશન હતું.

સુમનચંદ્રે વિસ્મય પામી પૂછ્યું : 'કોણ છો તમે ?'

'હું તો મનને ગમે તે હોઉં, આ ઊભી છે તેની ઓળખાણ પૂછોને !' એમ કહીને એ મુસલમાન જેવી જણાતી બેકુ છોકરીએ ફરી પાછળ જોયું ને કહ્યું : 'બોલને ભૈ, શું કે'વું છે તારે ?'

એ પાછલી છોકરીએ લગાર સુમનચંદ્ર તરફ જોયું ને કંઈક હોઠ ફફડાવ્યા, એટલે આગલી ખેડૂત છોકરીએ દુભાષિયા તરીકે સુમનને કહ્યું : 'કહે છે, કે આવડા બધા લાંઠકા છો, તીમાં એક છોકરી માથે શું શેફ કરી રહ્યા છો ?'

સુમનચંદ્રના મોંમાંથી જવાબ નીકળે એ પહેલાં તો એન્જિનના મોંમાંથી 'ફ્રાં......ઓં...ઓં...ઓં' એવા કારમા અવાજે સ્ટીમ છૂટી. સુમનના હોઠના ખાલી ફડફડાટ જોઈ પેલી હિંદુ છોકરી આડું જોઈ હસી પડી ને મુસ્લીમ છોકરી ખોકાંસાં પાડી કશુંક મશ્કરી-રૂપે કહેતી રહી.

૭

# છેલ્લો જવાબ પકડાયો નહિ

**વ**રાળ છોડના એન્જિનનો ફૂંફાડો બે ત્રણ મિનિટ ચાલુ રહ્યો. કાન ફોડી નાખે એવો અવાજ એકધારો નીકળતો હતો. એ તકનો લાભ લઇને આ મુસ્લિમ છોકરી પોતાને ગાળો દેતી બરાડા પાડતી હતી એવી સુમનચંદ્રને, છોકરીના હાથ લાંબા થતા જોવાથી પાકી શંકા પડી ગઇ.

કોઇને ખબર પડે નહિ એવી જુક્તિથી અનાડી એન્જિન 'ભક્ ' કરતું અટકી ગયું અને બંદૂકોની ફડાફડી વચ્ચે પણ સ્વસ્થ રહેનારો સુમન ચમકી ઊઠયો, ત્યારે છોકરીના છેલ્લા બોલ ઊંચે અવાજે સંભળાણા : 'મોટા મુછાળા મરદ થયા છો તે ! '

ભોંઠી પડીને છોકરી મોં આડે ઓઢણાનો છેડો કરી આડી ફરી ગઈ અને રાતાપીળા બનેલા સુમનચંદ્રે પોતાની સામે પૂરેપૂરું ફરેલું બીજી યુવતીનું મોં જોયું. એન્જિનની વરાળે એ મોં પર પાણીનાં મોતિયાં ટાંકી દીધાં છે !

'નીકળો એઈ! નીકળો ત્યાંથી.' જોરથી સાંધાવાળાનો અવાજ આવ્યો.

'શું છે તી ?' મુસલમાન છોકરીએ સામો છણકો કર્યો.

'શું છે શું ? મરી રે'શો, ચીભડાંની જેમ ચેપાઈ જશો. માલગાડી આવે છે વાંસલે પાટે.'

'તો ઓછાં એટલાં! પારકા છોકરાંઉને નિરાંત થાશે.' એ જ છોકરીએ સાંધાવાળાના સમાચારને હળવે સાદે વધામણી દીધી અને બીજીએ કહ્યું : લે! તારે ય અલા મે'રબાન થ્યો! ફરાસીંન (ટ્રેનોનું ક્રોસીંગ) જ આંઈ છે. કરી લે તું તારે પેટ ભરીને કજિયો.'

પોતાની ટ્રેનને સામેથી આવતી ગુડઝ ટ્રેનના આવતા સુધી અહીં અટકવાનું છે એ જાણી સુમનચંદ્ર ભેંવાઈ ગયો.

'ગાડીને માથે રાતાપીળા થ્યે શું કામ આવે ?' મુસ્લિમ છોકરી એવું કંઈ કહીને વળી પાછળ ફરી જતી હતી; પલ્લાનો પાલવ એના દાંત વચ્ચે પકડેલો ને પકડેલો હતો.

બેઉ છોકરીઓ બે પાટાની વચ્ચેથી ખસવાને બદલે ફક્ત પેસેન્જર–ગાડીની નજીક જઈ ઉભી.

'જાત છે કાંઈ જાત! પોતે તો મરશે પણ બીજાને ય મારતી જશે.' સાંધાવાળો આગળ સાઈડિંગના કપ્લિંગ પર જતો કાંડો ફેરવતો બબડતો ઊભો.

'મારતી જાશે શું ? મારી નાખેલા જ છે કેટલા!' એન્જિનમાંનો એક આદમી નીચે ઊતરી ગાભો લઈ સંચા તપાસતો તપાસતો સાંધાવાળાની વાતમાં ટહુકા પૂરતો હતો.

'ઇ નૈં ખસે! ઇ જાત કોણ? અલી! નવાણું ટકાનો ધક્કા લાગતાં વાર નૈં!' સાંધાવાળો હજી બબડતો હતો. 'પાસે જાઈએં ના, તો નવાણું ટકાનો ધક્કો!'

'તમારો કાગળ મળ્યો હતો,' હિંદુ છોકરીએ પહેલી વાર હોઠ ખોલી સુમનચંદ્રના સાંધાવાળાની ફિલસૂફ–વાણી સાથે સંધાયેલા તાર તોડી નાંખ્યા.

એ વિમળા છે તે તો સુમનચંદ્ર સમજી ગયો હતો. પણ એને અહીં એકલી દેખીને થયેલું વિસ્મય હજુ વિરમ્યું નહોતું. માવતરે જ મોકલી લાગે છે ગળે પડવા!

'ત્યારે સ્ટેશને કેમ ન આવ્યું કોઈ?' બાજુએ જોરથી થૂંક ફેંકીને એણે કરડો પ્રશ્ન કર્યો.

'તયેં આ આવી છે ઇ શું લેખામાં નથી? લ્યો! પૂછે છે મોટા કે કેમ ન આવ્યું કોઈ?' મુસ્લિમ છોકરીએ ચાંદૂડિયાં પાડયાં. વિમળાએ વિનયથી કહ્યું: 'બીજું કોઈ ઘેર નથી. ગામ ગયાં છે.'

'ક્યારે?'

'કાલ'

'કાગળ તો પરમ દા'ડે મળ્યો હોવો જોઈયે.'

'મળ્યો' તો.'

'ત્યારે?'

'નહોતો બતાવ્યો. મારા હાથમાં આવેલો.'

બેઉ વચ્ચેનો આ વાર્તાલાપ સામસામાં જોયા વિના ચાલી ગયો. છેલ્લું વાક્ય કહીને વિમળા હેઠું જોઈ ગઈ;

ને સુમનચંદ્રના મોંમાંથી શબ્દ પડ્યો : 'વાહ !' એ વાહ શબ્દ શાનો સૂચક હતો. સસરા પર પોતે ખાનગીની રાહે ચીતરેલો વિગતવાર લાંબો કાગળ, આ જેને વંચાવવાનો જ નહોતો, તે જ માનવી વાંચી ગયું એનો? આ યુવતીએ બાપ પરની ટપાલ દબાવી રાખી એનો ? કે પોતે એકલી જ આવીને મળી શકે એ માટે માબાપને ગામતરે જવા દીધાં એનો ! સુમનચંદ્ર મનમાં ને મનમાં તપી ગયો. વિમળા ન વાંચવાનો કાગળો વાંચી બેઠી ! એવું એવું વિમાસી રહ્યો છે એની વચ્ચે વિમળાનો તાજો બોલ પડ્યો :

'આમ કાંઈ ચાલ્યા જવાનું હોય ?'

સુમનચંદ્ર એ વાક્યને સમજી શક્યો નહિ; શાંત રહ્યો. વિમળાએ પોતાના બોલનું ભાષ્ય કર્યું :

'જાવું હોય તો'— પાલવની કોર ચંચવાળતી ચંચવાળતી બાજૂએ જોઈને જરીક ખમચાયા પછી બોલી, '...પછી ભલે જવાતું.'

એ શબ્દોનો કંઈ ઉત્તર ન મળ્યો એટલે વિમળાએ એક વાર ઊંચી દૃષ્ટિ કરી. એને જોવું તો હતું —સુમનચંદ્રનું મોં : પણ જોનારીનું જ મોં વંચાઈ ગયું. એ મોં પર રાતી રાતી ટશરો હતી.

સુમનચંદ્રથી કેવળ સ્વભાવને કારણે હો કે પછી 'જવું હોય તો......પછી ભલે જવાતું' એ વાક્યમાં વિમળાએ અણુઉચ્ચર્યો છોડેલો શબ્દ 'લગ્ન' પોતાને તુચ્છકારપાત્ર લાગવાથી, પણ એક બાજૂ થઈને થુંકાઈ ગયું.

રાતી ટશરો વિમળાના મોં પર હતી તેમ આંખો-માંયે ફૂટી ઊઠી. સુમનચંદ્રને બીક લાગી કે હમણાં પોતાને ઘસડીને નીચે પટકશે. ત્યાં તો બીજી કન્યાએ ટમકું મૂક્યું :

'કાંઈ મરડ છે ને! મરડાઈને આપે ને આપે ભાંગી જાશે. વળ જ મેલે નૈં આ તો '

'તું અક્ષરે અક્ષર સાચું બોલી, બાઈ!' સુમનચંદ્ર એકાએક પોતાને જે કહેવાનું હતું તે માટેના શબ્દ શોધી આપનાર એ મુસ્લિમ ખેડૂત કન્યા તરફ જોઈને બોલ્યો : 'હું જાઉં છું તે અમારી ઇજ્જતને માટે. પાછો વળીને આપકમાઈની અસલ જેટલી જમાવટ ન કરી બતાવું ત્યાંલગી પરણવા-બરણવાની વાત નથી. આજ આવા પરણીને ઘોલકું માંડી બેસું તો મારા પૂર્વજ દુભાય અને દુનિયા ખી ખી દાંત કાઢે. એને મરડ કહે, વળ કહે કે વટ કહે, તારે હૈયે બેસે તે કહે.' પેલી ખેડુ છોકરીને વધુ તાન ચડ્યું. એણે શરીરને સહજ સુંદર મરોડ આપીને બરાબર સન્મુખ બની પૂછ્યું :

'પણ પાછા આવીને ય પરણવું છે તો મૂળ ઠેકાણે જ ને? કે ઇ યે દેશાવરથી લેતા આવવું છે?'

## ૮

# ત્રણ વરસે

છેલ્લા પ્રશ્નનો સુમનચંદ્રે આપેલા ઉત્તરને એન્જિનની વ્હીસલ અને ચાલતી થયેલી ટ્રેનનાં ચક્ર ચાવી ગયાં. એ વાતને પાકાં ત્રણ ત્રણ વર્ષ વીતી ગયાં હતાં. કેરાળી ગામની હેમાણી ખડકીમાં ભાઈજી લૂખસને ખજવાળતા ખજવાળતા અને 'ઘેલી' વિમળા મોં પર છેડો ઢાંકીને તથા ભેંસો ભાગ્યવિહોણી બનીને ભર નીંદરમાં પડયાં હતાં ત્યારે જાગતાં હતાં વકત ઘેલીની વિધવા બા.

આ ત્રણ વર્ષમાં જમાઈના હાથની કાગળની ચબરખી પણ આવી નહોતી. કોઈ કોઈ વાર ઊડતા સમાચાર મળતા કે મુંબઈમાં ને પછી કલકત્તામાં રહીને પછી મલાકા–સીંગાપુર તરફ ચાલ્યો ગયો છે. કોઈકે વળી એને ત્યાં મલાયામાં ગામડાંની સડકો પર બાઇસિકલ ઉપર કાપડની ફેરી કરતો પણ જોયો હોવાના વાવડ આપ્યા હતા. ડમરાળે પુછાવતાં તો ત્યાંથી પણ મલાકે છે એટલો જવાબ જડતો. ત્યાં યે કોઈના ઉપર એના હસ્તાક્ષરનો કાગળ નહોતો. ડમ-

રાળાને ઘેર બાકી રહેલાં કુટુંબીજનોમાં સુમનચંદ્રનાં માવતર કે માજણ્યું કોઈ ભાંડરડું તો હતું નહિ, એથી 'આંગળીથી નખ વેગળા એટલા વેગળા!' એ ન્યાયે એ વિસારે પડ્યો હતો. ત્રણ વરસ–ને તે પણ તાર ટપાલ કે ખરખબર વિનાનાં—એ કાંઈ થોડી વાત છે!

ત્રણ વરસ!—ઘેલીનાં બા પણ વિચારતાં વિચારતાં ગભરાઈ ઊઠ્યાં. ઘેલીની હઠીલાઈને પરિણામે અન્ય ઠેકાણે સંબંધ જોડવાની કોશિશ થઈ શકતી નહોતી. દીકરી દી'એ ન વધે એટલી રાતે, ને રાતે ન વધે એટલી દી'એ વધતી વાર્તા-સુંદરીઓની પેઠે યૌવનના, ભરયૌવનના, અને પછી ઝલકતા યૌવનના હિંચોળા ખાતી હતી એ જોતો, જોઈ જોઈ ઊંડાણે શોષાતો શોષાતો ધણી પણ ગામતરું કરી ગયો હતો.

આજ જમાઈ હોય, તો આ ઉઘરાણીના પથારા પતાવે, આ વાડી-ખેતરની વ્યવસ્થા કરે, ને રોજ ઊઠીને પ્રભાતથી અધરાત સુધી લોહી પીતા પિતરાઈઓ પણ ચૂપ બની જાય. જમાઈ હોય તો દીકરા કરતાંય સવાયું કરી દેખાડે.

ને હવે આ છોકરીના જોબનનો ક્યાંસુધી ભરોસો! આજ અમલદારની કોરટમાં જઈ તડાફડી કરી આવી તેથી તો ગામ ભુરાયું થયું. કાલ ઊઠીને કોણ જાણે શુંય વાયરા વાય.

પણ આ છોકરી ભારી વહેમીલી છે, એના બાપ બેઠે ક્યાંય બહારગામ મોકલવાની વાત નીકળતી ત્યાં જ કળી

જતી કે હાય નવું વેશવાળ ગોતવા માટે મોકલશે. હવે તો મારી સોડમાંથી ખસે જ શેની ?

એવા વલોપાત સંઘરીને એ સૂતી–પણ કાગાનીંદરમાં. એમ જ પરોઢ થયું. મા–દીકરીએ જાગીને સાથે દોવાં વલોણાં વગેરે આદર્યાં, પણ માની નજર દીકરીના દેહ પર કરડકણી બની ગઈ હતી–રાતોરાતના આ ફેરફારની ઘેલીને કશી ખબર નહોતી, એટલે એનું શરીર તો પ્રત્યેક ક્રિયામાં તાલબદ્ધ તેમજ મોકળી રીતે લોલાયમાન હતું. એના છલકાટ અને હિલ્લોલ પર અરધો દિવસ તો મહામહેનતે રોકી રાખેલી મેલી જીભ એ સમી સાંઝથી વહેતી મૂકી. બૂમો પાડીને ઠપકો દેનારું સારું, પણ કાળો ઘૂમટામાંથી હરતાં ને ફરતાં ટમકાં મુકનારી જીભે જુવાન દીકરીને વીંછીના દંશરાની વેદના પહોંચાડી.

માની ખીજ વધતી ગઈ, કારણ કે ગામમાંથી આગલા દહાડાનાં પરાક્રમ માટે વિમળાને મુબારકબાદી દેનારાં વધતાં ગયાં તે બધાંની મુલાકાત દરમ્યાન ભાઈજી પાછા હાજર જ હતા, પહેલો તો ખુદ મામલતદારનો એક કારકૂન જ આવીને કહે:

‘ અમારા સાહેબને કોઈકે માથાનું ભેટવાની જરૂર જ હતી, વિમળાએ’ને ઠીક દાઢી ખેંચી કાઢી, એવો ગાભા જેવો કરી નાખ્યો છે કે અમને સ્ટાફને મહાસુખ થઈ ગયું.

ભાઈજીથી આ સાંભળ્યું જતું નહોતું. માથે પાઘડી મૂકી બહાર નીકળવા કરે ત્યાં વળી એક વેપારી ખડકીમાંથી

હાક દેતા આવી ચડ્યા : ' કાં હેમાણી ! બાકી કામ ઠાઈ-ક્લાસ કરી બતાવ્યું કાલ કોરટમાં તમારી વિમળાએ. મામલતદારની આખ્ખાત બગાડી નાખી. ઈ દીકરો હવે આંહ્યથી બદલી માગીને ન જાય તો મૂછ મૂંડાવી નાખું, આ 'મુછ.' બોલતે બોલતે એણે ચપટીમાં ઝાલેલી મુછ માંડ પાંચેક વાળની હશે.

ભાઈજીને માટે તો શબ્દોનું શ્રવણ વિષપાન તુલ્ય હતું, પણ એનાથી બોલાય તેવું રહ્યું નહોતું. રાતે પોતે જે ચિત્ર રજૂ કર્યું તેનાથી આ તો જૂદું જ નીકળી પડ્યું. મા દીકરી બેઉ સાંભળતાં હતાં, કે વિમળાની ગેરઆબરૂ તો થઈ જ નહતી !

પણ ભાઈજી જેમ જેમ ખસિયાણા પડતા ગયા તેમ તેમ વિમળા ઉશ્કેરાતી ગઈ; પુત્રીને મળતી આ બધી શાબાશીઓમાં એણે આફત વાંચી. એના છણકા બે દિવસમાં તો એટલા વધ્યા કે વિમળાને પણ થયું કે ક્યાંક બહારગામ જવાનું મળે તો લૂગડાં બદલવા યે ઊભી ન રહું.

જવાનું સ્થાન નહોતું, પણ બાના વર્તનના ફેરફારથી અકળાઈને એકાદ કલાક બહાર નીકળવાનો આશરો સ્ટેશન પાસેની વાડીમાં હતો. ઘર, વાડી ને સ્ટેશન ત્રણે નજીક નજીક હતાં. વાડીએ લૂંગડાં ધોવા નિમિત્તે પણ જવું ગમતું, કારણ કે ત્યાં સુધી રેલગાડીના પાટા હતા, અને પાટા પર, ત્રણ વરસ પર, એક ટ્રેન એક જુવાનને લઈ, એનો છેલ્લો ઉત્તર સમજાવા દીધા વગર ચાલી ગઈ હતી.

હુરબાઈ—ત્રણ વર્ષ પહેલાં સાથે આવીને ટ્રેનપર સુમનચંદ્રને તડકાવનારી પેલી મુસ્લિમ બેકુ છોકરી આજે તો એક બાળકની માતા–એને સાસરેથી આવી હતી. ઘેલી બેનના બાપાને ખરખરે ઘેર પણ ડોકાઈ ગઈ હતી. એ પછી કંઈ મળાયું નહોતું સાવ કરમાઈ કેમ ગઈ હશે? આંખો ફરતી કાળી દાઝયો કેમ પડી ગઈ હશે? મળું તો ખરી.

વાડીમાં પોપૈયા, બકુલા, અને ઘઉંના ક્યારા વાળતી હુરબાઈ એક ચણિયાના કછોટાનો, બીજો ઘૂંટણ સુધી ઉઘાડા પગનો, ને ત્રીજો પીંડી સુધી કાળી માટીના કાદવનો એમ કમર હેઠળના ત્રિરંગી હિસ્સા સાથે કોદાળીના હાથાની હાથાની ટોચે આંકડા ભીડેલા હાથ પર હડપચી ટેકવીને ઊભી હતી. વિમળાને દેખી એણે કોદાળી ઉપાડી, પણ વિમળાએ હાથની ઈશારતથી 'હું જ ત્યાં આવું છું' એમ સૂચવ્યું. કપડાંની ગાંસડી કૂવાને ઘોરીએ કૂંડીને કાંઠે મૂકી વિમળા ત્યાં પોપૈયામાં ગઈ.

'કાંઈ કાગળ પતર નથી ના?'

હુરબાઈના પ્રશ્નના જવાબમાં વિમળાએ માથું હલાવ્યું; સહેજ મલકાઈ.

'કાંઈ ખરખબર?'

'ઈશ્વરને,'

બેઉ જાણે કે થોડી ધડી, 'ઈશ્વર' શબ્દ પર, માથું ઝુકાવી મૂંગી મૂંગી ઊભી રહી. પછી વિમળાએ પૂછ્યું :

'તું કેમ આમ થઈ ગઈ છો ?'

'કેમ ?'

'જાણે આગલી ફૂરબાઈ જ નહિ.'

'લે, જો તો ખરી ? આગલું તે કાંઈ રહી શકતું હશે ?'

'એમ નહિ; પણ તું કરમાઈ કાં ગઈ છો ?'

'રત પાલટી.'

'કાં, શું થયું ?'

'તારો બનેવી હાલ્યો ગયો પલ્ટનમાં.'

'હાલ્યો ગયો ?'

'હાલ્યો શું જાય ? ફોસલાવીને લઈ ગયા, બીડીયું આપી, સિગરેટું દીધી, રૂપિયા થોડા દીધા, પીળો દરેસ દીધો, કાંક ન પાવાનાં પાયાં, નશા કરાવ્યા, ને કહ્યું હશે કે આમ આગળ તો તને રૂપમાં એકએકથી ચડિયાતી એવી છોકરિયું મળશે. આ એમ કરીને કાંઈક કાગળને માથે અંગૂઠાની છાપ લઈ લીધી. હું ઘણું રોઈ, મેં કહ્યું, મુવા, તારે નશા કરવા હોય તો આંઈ ને આંહી ફરીથી કર ને, હું તો મારે વાડી ખેતર ને ઢોરઢાંખર સંભાળ્યા કરીશ, તું નશો કરવો હોય તો ય કરજે, આંઈ; પણ તું જા મા, અમને મેલીને જા મા.,

'પછી ?'

'ન માન્યો. માને કાંઈ ? બેપાંચ સરખેસરખા મળીને

અંગૂઠાનું છાપું દઇ દીધિયું, પાનપટી ચાવતો ને સિગરેટના ધુમાડા કાઢતો, મારી તો ઠીક પણ આ અલાએ સમે હાથે દીધેલ એના બાળકની યે સામું જોયા વિના ગાડીમાં ચડી બેઠો. હું તો આને કાખમાં લઇને ટેશનની બહાર વાડય માથે મોં રાખીને ઊભી થઇ રહી.'

'કોણ લઈ ગયા?'

'ઈને મલકમાં કે' છે ને, રંગરૂટીવાળા. ઠેકાણે ઠેકાણે એના માણુસો ફરે, ને જેમ ખાટકીના દલાલ ગામેગામ ને સીમેસીમ કતલખાના માટે ઢોર ગોતતા ફરે એમ આ મુવા જુવાનોને લડાઇમાં લઈ જવા ફરે.'

'પણ હવે કાંઈ પતો?'

'કાંક કાગળ બે ત્રણ આવ્યા, કંઇક રૂપિયા આવ્યા, છ મહિના તો છાવણીનું નામ આવ્યું, પણ હવે કાંઇ નામ કે ઠામ? અલાને ખબર ક્યાં હશે. વાતું કરે છે કે મલકપાર ઉતારી ગયેલ છે, જ્યાં મોટો હોબાળો હાલે છે.'

બોલતી, આંસુડાની ધારા લૂછતી અને ક્યારા વાળતી જતી હતી હૂરબાઇ. વિમળાની સામે તો એક નવી દુનિયા ઊઘડી પડી હતી. હૂરબાઇએ વાત પૂરી કરી:

'પછી હું તે ત્યાં રહીને શું કરું? કોણ નિરાંતે રહેવા દે?' એના માવતરને પછી પારકી જણીનો ભરોસો કેટલા દી' પડે? વરસ થઈ ગિયું. પછી ટકટકાટ આદર્યો: 'વહુ વાડીએ સાથીની હારે છૂટથી બોલે છે, ને વહુ રસ્તે

ફુલાણા શેઠિયા દ્વારે ભિખિયાટા કરતી હાલે છે! આ ત્યાં સુધી વાત વધી ગઈ એટલે હું તો મૂંગી મૂંગી મનમાં ઈ ધરપે અલ્લાબેલી કરીને આવતી રહી છું, હવે માલિક એને પાછા ઘેર લાવે, અને એનો ક્યાંક પતો પણ લગાડી અપાવે–કે એ તે જળમાં છે, થળમાં છે, કયાં છે, એટલું ય જો જાણું, અરે મરને ભિચાડાને ત્યાં કોઈક થોડા દનની ઘરવાળી ય મળી ગઈ હોય, એથી આપણે શું, બોન? કોઈનો યે એને માથે ત્યાં હેતનો હાથ ફરતો હોય તો મારો ખુદા રાજી! પણ કોઈ એનો પતો જ ન આલે ત્યાં હું શું કરું? બોબો આંસુ આજ ફક્ત તારી આગળ પાડયાં છે. બાકી દીકરાના કસમ જો મા આગળે ય મેં મોઢે ઝાંખપ બતાવી હશે તો.'

એમ કહેતી એ ખૂબ ખૂબ રડી. વિમળાએ પાસે જઈને હુરબાઈનું માથું પોતાને ખંભે લઈ લીધું.

## ૯

# જમાનો બદલે ત્યારે

**આજ** એક સાથીને પાણી વાળવાનું સોંપીને હુરબાઈ વિમળાની સાથે કૂવા પર આવી. ખાટલા પર એક જૈફ ખેડૂત બેઠો હતો. એની દાઢી ધાટી અને રૂની પૂણીઓ જેવી સફેદ હતી. માથાના વાળ અને આંખોની પાંપણો, નેણનાં ભમ્મર, અરે હાથ પરની રૂંવાટી પણ રૂપેરી તાતણા જેવી હતી. બેઠો બેઠો બુઢ્ઢો તસબીના પારા ફેરવતો હતો. એનાં આંગળાંમાં સહેજ કંપારી ચાલતી હતી.

'મારા નાના (માના બાપ) છે.' હુરબાઈએ ઓળખ આપીને પછી કહ્યું: 'એની વાતો સાંભળવા જેવી છે. હાલો તો.'

'કાં, મોટા બાપુ!' હુરબાઈએ એના કાન આગળ મોં લઈ જઈને અવાજ કર્યો.

'હં! જૈફે આંખો પર એક હાથની છાજલી કરી. આંખોના ખૂણામાંથી, ધાણીમાંથી તેલ ટપકે એમ પાણી ચૂતાં હતાં: 'કોણ, હુરી?'

'હા. હેં મોટા બાપુ ! ઓલી એક વાત આ મારી બે'નપણીને સંભળાવો તો ?'

'કઈ વાત ?' ઉત્તર દેતે દેતે પાછી ડોસાની માળા તો ચાલુ જ હતી.

'જમાનો બદલી ગિયો એની.'

'હા—ખરું. મારી પંડયની જ જિંદગાનીની વાત છે, હૂરી ! ઈન્સાન કહે છે કે જમાનો બદલી ગિયો. પણ કોઈ સમજાવે તો ખરો, કે બદલ્યાની એંધાણી કઈ ! રૂપ બદલ્યું ? રંગ બદલ્યો ? સૂરત બદલી ? પાધરો હતો તે વાંકો થઈ ગયો ? બોલતો'તો તે શું મૂંગો થઈ ગયો ? હા—હા—હા—હા—એ છોડી ! જમાનો જો ! આમ બદલ્યો. ઈ વાતને એક બે ને ત્રણ દાયકા થિયા. ત્રીશ સાલ મોરુકી વાત. હું વયો આવતો'તો ભાડું કરીને. ગાડું હાંકયે આવું છું. પાસે એક ધારિયું. ચાળીશ વરસની ભરજુવાની. ઘરની દસ્ય એટલે ઢાંઢાને ડચકારો ય કરવો ન પડે : હિલોળા કરતો વગડે હાલ્યો આવું છું એમાં વચ્ચે એક ખાતરું આવે. ખાતરામાં ગાડું ઊતર્યું ત્યાં તો મેં એક બાઈને મોઢા આગળ જોઈ અને જેમ બાઈ ખાતરામાં ઊતરી તેમ તો એક ભેખની ઓથેથી ત્રણ જણા ઊભા થયા. બાઈને હાકલીને બોલાવી પાંચે જણે. ત્યાં તો હું ધારિયું લેતોક પડકારીને ઠેકયો ગાડેથી. ત્રણે હરામીને મેં ધારિયે તગડી મૂકયા. બાઈ જોઈ તો જુવાન કોઈ ઊંચ વરણની. રૂપ તો અઢળક ઢળે. કહ્યું કે બો'ન, હાલ બેસી જા ગાડે, કોઈ તારું નામ ન લ્યે. બાઈ કહે કે વીરા ! તેં મારાં ઘરેણાં ને મારી જાત્ય બેઉ બચાવ્યાં.

આમે ગામ બાઈને ઊતરવું'તું, ત્યાં ઉતારી એની આંસુ ભરી કૂવા લઈ હું ઘેર આવ્યો. તે દી' રાતે મને ય હરખનું શેવું આવ્યું કે અહાહા, અલ્લાએ મારી લાજ રાખી, મેં એક ઊંચ વરણની જુવાન બાઈને ઉગારી! આ ઇ હતો મારી જુવાનીનો જમાનો. પછી એક દાયકો વીતતાં મને એ બનાવ સાંભર્યો, ત્યારે થિયું, કે મારું બેટું, ઈ બાઈને બચાવી એના બદલામાં એનાં ઘરેણાં તો લઈ લેવાંતાં! આ ઈ જમાનો બદલ્યાની નિશાની, અને બીજો દાયકો વીત્યો ત્યારે પાછું ઈ સાંભર્યું, અને મને થિયું, કે અરે બૂડા! ઈ બાઈ તો હતી એકલવાઈ, એને મેં ઘરમાં બેસારી હત! આ ઈ ત્રીજો જમાનો. લે હાંઉ?'

કહી રહીને બુઢ્ઢાએ માળા ફેરવવામાં ખૂબ ઝડપ વધારી મૂકી. કેમ જાણે જમાનો એની પાછળ દોડતો હોય ને પોતે જમાનાથી ભાગતો હોય!

ડોસાએ વાત પૂરી કરી, ત્યારે બાજૂને ખાટલે પગથી માથા સુધી ઓઢીને ઊંઘતો એક આદમી પડખું ફરી ગયો અને એને ઓશીકે પડેલી તુર્કી (ફેઝ) ટોપીએ ડોકિયું કર્યું.

'કોઈ મેમાન છે?' વિમળાએ કૂવાની કૂંડીમાં કપડાં બોળતાં બોળતાં પૂછ્યું.

'મેમાન સ્તો!' એટલું બોલીને હુરબાઈએ નિઃશ્વાસ નાખી લીધો: ને એ ખાટલા પાસે જઈ ઊંઘતા માણસની ચાદર હલાવતી કહેવા લાગી: 'ભાઈ! રમઝુભાઈ! લેસા, હવે તો ઊઠ.'

'સૂવા દેને હવે.' ઘોઘરા, તીખા, એક ટૂંક ધુરકાટ સાથે સૂનારા આદમીએ ચાદરનો છેડો દૂરબાઈના હાથમાંથી ઝટકારી લીધો.

'પણ ભાઈ!' દૂરબાઈ ફરી સાદ કરવા લાગી: 'આ વાવડો નીકળ્યો છે. આઠ દીથી તલ રઝળે છે. ઊઠ, માંડ અલ્લાએ વાયરું આપ્યું છે. આપણે તલ વાવલી નાખિયે, નીકર બધા ય તલ ટળી જાશે. ઊઠ તો, વીરા!'

દૂરબાઈની એ સુકોમળ જબાને પછી તો એના હાથને પણ મદદે તેડાવ્યા. સુંવાળી હથેળીએ સૂતેલ જુવાનનાં જુલ્ફાં લલાટ પરથી ઊંચાં સંકોરતી ને પંપાળતી એ કહી રહી: 'ઊઠ, ભૈલા! ઊઠ, મારો વીર કરું. ઊઠ તો'–કોઈ ન સાંભળી જાય એવી ધીમાશથી–'હજી ઓશ્યો બાજરો સંતાડીને ઘર ભેગો કરવો છે. તોલમાં રાજને તોળાવ્યો નથી, એટલે ઝટ ઠેકાણાસર કરિયે.'

સૂનારો ઊઠ્યો. મોંમાંથી એણે જમીન પર થૂંક ને બડખો નાખ્યાં તેમાં પાનપટીનાં રાતાં ઓતાં હતાં. પછી એણે સિગરેટની ડાબલી પોતાની ફેઝ ટોપીમાંથી બહાર કાઢી અને દિવાસળીનું બાકસ લીધું, ત્યાં દૂરબાઈએ ફરી કહ્યું: 'ઊભો રે', પે'લાં કોગળા કરી લે.'

બહેન કળશો ઝારી પાણી લાવી, ત્યાં તો જુવાને સિગરેટ સળગાવીને ચસકાવવા પણ માંડી હતી ને દૂરબાઈ તરફ એ નઘરોળ નયને જોઈ રહ્યો.

'કેટલો બગડી ગયો છો, ભાઈ!'

'લે, છાની મર.'

'મરું તો તો ઘણીયે દુવા દઉં અલાને; પણ એના ઘરની ટાંક માંડી હશે ત્યાં લગણ મરાય છે કોઈથી? 'તારે કહ્યે મરું તો તો તારા મોંમાં પુલાવ મીઠો!'

સિગરેટને છેક થડિયા સુધી નિરાંતે ચૂસી લઈ ઘા કરી નાખ્યા પછી એ જુવાન હાજતે જવા માટે કૂવાની કૂંડી પર ડબલામાં પાણી ભરવા ગયો. ત્યાં એણે વિમળાને જોઈ. જોતાં એના ચહેરા પરની વિકૃતિમાં આછો સળવળાટ થયો. કરડી રેખાઓએ લજ્જાનો પાલવ સંકોરી લીધો.

'અરે, રમઝુભાઈ!' વિમળા પણ ઓળખીને બોલી ઊઠી. 'માંડ ઓળખાણા.'

ઓળખાણ મુશ્કેલ હતી એ તો આ જુવાન પણ મનમાં પામી ગયો. મૂંગો મૂંગો ચાલ્યો ગયો. હુરબાઈ આ દરમ્યાન વાડીનાં માણસોને જુદી જુદી સૂચનાઓ દેતી દેતી ફરતી હતી. કોશિયાને કહેતી હતી કે 'પૈયામાં પાણી તો છાંટો ભાઈ, દાંતાને ધૂળ કેટલી પેટમાં જાય છે!' પોપૈયાં ખરીદવા આવેલા પરગામવાળાને ઝટ પોપૈયાં તોળી દેવા સૂચવતી હતી. 'માવઠું થાવા બેઠું છે, નીરણ ઉપાડીને ઘર ભેગી કરિયે ઝટ!' એવું વળી ત્રીજાને કહેતી હતી. ચોમેર ઘૂમી વળીને એ પાછી ઘોડિયે સૂતેલા પોતાના છોકરાને ધરાવવા માટે કૂંડી પાસે બેઠી, ત્યારે વિમળાએ પૂછ્યું: 'આ તો રમઝુભાઈ!'

'હા બોન.' હુરબાઈએ, પોતેજ એ વાત માનતી ન હોય તેવી ઢબે કહ્યું, ને ધાવતા બાળકના કાન પાછળથી મેલ લૂછવા લાગી.

